

Balaji Janarden alias Nana Fadnavis,

Prime Minister to the Peshwa Madhava Rava II.

Born:—May 4, 1741 A. D. Died:—March 13, 1800 A.D.

C. S. P.

# સંધ્યા

અથવા

# મરાઠા રાજ્યનો સૂર્યાસ્ત.

એક ઐતિહાસિક નવલકથા.

"Few characters that have appeard on the political theatre of India, or perhaps in the world, are more deserving of Extended record than Nana Furnaves × × ×" Page. 71.

કર્તા.

પુરુષોત્તમ વિશ્રામ માવજી. જે. પી. એમ–આર–એ–એસ.

સુરસાગરની સુંદરી, પ્રબોધભારત ભા. ૧–૨ રણવીરસિંહ,
શિવાજીનો વાઘનખ વિગેરેના કર્તા.

વિક્રમાર્ક ૧૯૬૫ ઈ. સ. ૧૯૦૯.

મુંબઈમાં

તુકારામ જાવજીના નિર્ણયસાગર છાપખાનામાં બાળકૃષ્ણ ધાણેકરે માલીકને માટે છાપ્યું.

કીંમત રૂ. ૦–૧૨–૦

# પ્રકરણની અનુક્રમણિકા.


| પ્રકરણ. | | પૃષ્ઠ. |
|---|---|---|
| પ્રકરણ | ૧ લું. પ્રથમ પ્રયાણ. ... | ૧ |
| ,, | ૨ જું. છાવણીપર હલ્લો. | ૪ |
| ,, | ૩ જું. માધવરાવ પેશ્વાની મુલાકાત. | ૧૫ |
| ,, | ૪ થું. માધવરાવ પેશ્વાનો સ્વર્ગવાસ | ૨૧ |
| ,, | ૫ મું. પંતોજી સિંધિયાની છાવણીમાં | ૨૬ |
| ,, | ૬ ઠું. પુનાની રાજ્ય ખટપટ | ૩૩ |
| ,, | ૭ મું. બાજીરાવનો છુટકારો અથવા નાનાની ફતેહ | ૩૯ |
| ,, | ૮ મું. દક્ષિણની સૌંદર્યલતિકા, નાનાનું કેદ થવું, પુનામાં ગભરાટ અને લુટ. | ૪૩ |
| ,, | ૯ મું. સતારામાં ગડબડ, પુનામાં અવ્યવસ્થા વિગેરે | ૪૭ |
| ,, | ૧૦ મું. રંભા ... | ૫૧ |
| ,, | ૧૧ મું. નાનાનો છુટકો ... | ૫૭ |
| ,, | ૧૨ મું. નાનો પુનઃ પ્રધાનપદે | ૬૫ |
| ,, | ૧૩ મું. મરાઠા રાજ્યનો સૂર્યાસ્ત અથવા નાનાનો સ્વર્ગવાસ. ... | ૭૧ |
| ,, | ૧૪ મું. સંધ્યા ... | ૭૪ |
| | ઉપસંહાર | ૭૬ |

# ચિત્રોની અનુક્રમણિકા.




પૃષ્ઠ.

૧ નાનાફડનવિસ. ફ્રન્ટપેજ. ... ... ... ... ... ... ...

૨ વીરાંગના બની હાથમાં સમશેર લઈ તંબુના દરવાજા પાસે ઉભી. ... ... ૫

૩ સવાઈ માધવરાવ પેશ્વા. ... ... ... ... ... ... ... ૨૧

૪ બાલોબા પાસે જઈ પંતોજી જુહાર કરી ઉભો રહ્યો. ... ... ... ... ૨૯

૫ બાજીરાવ. ... ... ... ... ... ... ... ... ૪૨

૬ પાછા ફરતી વખતે નીયો પોલીટન ફીલોઝે નાનાને કેદ કર્યો... ... ... ૪૫

૭ આ બ્હાદુર શિકારીએ × × ચીરો ફાડી × × × વીરના ઘા ઉપર × ×
બાંધી લીધો. ... ... ... ... ... ... ... ... ૫૨

૮ પંતોજીએ ફરમાનનો કાગળ ઉખેડી લીધો. ... ... ... ... ... ૫૮

૯ સરકાર! છત્રપતિની ગાદીને અપમાન કરનાર સ્વદેશદ્રોહી તરફ જુઓ. ... ... ૭૧

૧૦ નાનાના જીવનના અસ્ત સાથે 'મરાઠા રાજ્ય'નો સૂર્યાસ્ત થયો. ... ... ૭૨
( પુઠા ઉપર )

૧૧ બીજી જ પળે તે સુંદરી તેના ફીકા પડી ગયેલા અધરને ચુંબન કરે છે. ... ... ૭૬




# પ્રસ્તાવના.

**સંધ્યા** અથવા **મરાઠા રાજ્યનો સૂર્યાસ્ત** એ નવલકથા મરાઠા રાજ્યના મહાન્ રાજનયદક્ષ પ્રધાન **નાના**ફડનવીસના મૃત્યુ પર લખાયલી છે. આ કથામાં **નાના**ના જીવનનો ઉત્તરાર્ધ ભાગનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેમાં પણ મુખ્યત્વે કરીને **સવાઈ માધવરાવ**ના મૃત્યુથી તે **નાના**ના સ્વર્ગવાસ સુધીમાં ઇતિહાસના બનેલાં અગત્યના બનાવો–જે બનાવો–માંહોમાંહેના કલહ–**બાજીરાવ**નું અસ્થિર અને કાવત્રાંબાજ વર્તન, મ્હોટા મ્હોટા સરદારોના અંદરઅંદરનો દ્વેષ–આ સર્વેથી **મરાઠા** રાજ્યની આ મહાન્ ઇમારત ધસી પડવાની તૈયારી થઇ રહી હતી, તેનું તાદૃષ્ય ચિત્ર આપે છે. તે ઇમારતને પડતી અટકાવવામાં **નાનો** મુખ્ય ટેકો–સ્થંભ હતો. તે જતાં–તેના મૃત્યુથી રાજ્યનો સૂર્યાસ્ત થયો અને સર્વત્ર અંધકાર પ્રસર્યો. તેના મૃત્યુ પછી તરત જ આગ પૂર્ણ જોસમાં સળગી ઉઠી અને અવિચારી યુવાન સરદારોની અસૂયાથી અગ્નિમાં ઘી રેડાય તેમ ચારે બાજુ આગ ફેલાતાં રાજ્યની મૂર્તિ નષ્ટ થવાનાં ચિન્હ સ્પષ્ટ થવા લાગ્યાં. નાશરૂપી કાળ અંધકાર–સંધ્યાનો સમય કે જે સમય '**બીજી મરાઠા લડાઇ**' ને નામે પ્રસિદ્ધ છે, તે યુદ્ધ પછી શાંતિ દેખાવા લાગી. પણ **બાજીરાવ**ના મૂર્ખ વર્તનથી હોલાઈ ગયેલી આગનો બાકી રહેલો તણખો પુનઃ સળગ્યો—ભડકો થયો. ઇ. સ. ૧૮૧૭ માં ખડકીની લડાઈ પછી **મરાઠા** રાજ્યની ઘોર રાત્રી થઈ અને **મરાઠા** સત્તા સદાને માટે આ હિન્દમાંથી નષ્ટ થઈ.

આ કથાને રસજ્ઞ બનાવવાને, **પં**તોજી, રંભા વિગેરે કલ્પિત પાત્રો લીધાં છે,

આ પુસ્તકના પુઠા ઉપર '**મરાઠા રાજ્યના સૂર્યાસ્ત**નું ચિત્ર આપેલું છે તેમાં કુદરતી પ્રદેશ તે **મહારાષ્ટ્ર** અને એક ખડક ઉપર રૂદન કરતી પ્રૌઢા તે **મહારાષ્ટ્ર**દેવી અને અસ્ત થતો ભાનુ તે **નાના**ફડનવીસ છે. તે સૂર્યના અસ્તથી પોતાના બાળકોની પડતી સત્વર નજીકમાં આવતી જોઈ માતા રૂદન કરે છે—ચિત્રનો આ આશય છે.

**પુ. વિ. મા.**

# સંધ્યા અથવા મરાઠા રાજ્યનો સૂર્યાસ્ત.

## પ્રકરણ ૧ લું

## પ્રથમ પ્રયાણ.



"પંતોજી! એ પંતોજી! કેમ કુશળતો છે ના"?

"પધારો, પધારો મામાસાહેબ! આજ ઘણે મહિને આપનાં દર્શન થયાં"—એમ બોલતો બોલતો યુવાન પંતોજી હાથમાંનું પુસ્તક બાજુએ મુકી, ઉભો થઈ, દરવાજાપર પોતાના મામાને લેવા સામે ગયો.

ઓટલાની પગથી ઉપર ચઢતાં ચઢતાં પંતોજી સામું જોઈ સર્જાજીરાવ બોલ્યા કે—"અહો! આપણે મળે બારેક મહિના થયા હશે નહીં વારૂ? પંતોજી, એટલામાં ત્હારા શરીરમાં કેટલો બધો ફેરફાર થઈ ગયો! હવે તો ઓળખાતોએ નથી. બાર મહિનામાં કેટલો મોટો થઈ ગયો, હેં!"

મામાએ સ્નેહથી ભાણેજનો હાથ ઝાલ્યો અને બેઉ અંદર જઈ એક ઓરડામાં બેઠા. બેસતાં, બેસતાં, ભાણેજ તરફ જોઈ સંતોષ પામતો મામો બોલ્યો—"પંતોજી! તું હવે પુખ્ત વયનો થયો. શરીરે કદાવર ને બળવાન પણ દેખાય છે, તેમ હથીઆર વાપરવામાં પણ તું કુશળ છે. શરીરે હષ્ટ પુષ્ટ હોવાથી તારી ઉંમર કરતાં દસ વર્ષ જેટલો મ્હોટો દેખાયછે. સમય તને અનુકૂળ થાય તેમ છે માટે ત્હારે હવે લડાઈનું પણ કંઈક જોવું જોઈએ.

તને ખબર તો હશે કે, થોડા માસ પહેલાં સિંધિયા સરકારના સ્વર્ગવાસ પછી તેમનો ભત્રીજો દૌલતરાવ સિંધિયા ગાદીએ બેઠો છે. તે લગભગ ત્હારી જ ઉમરનો છે. જ્યારથી તે ગાદીએ બેઠો ત્યારથી દિવસે દિવસે રાજ્યનો મામલો વધારે ને વધારે બગડતો જાયછે, તેનો કાકો મહાદાજી સિંધિયા તો એક મહાન્ પુરુષ હતો, અને જો કે, તેના પ્રતિસ્પર્ધીઓ અનેક વખત તેને કનડવામાં બાકી રાખતા ન હોતા, તોપણ નિરંતર રાજ ખજાનો તથા સત્તા એક સરખા રીતે વધારી શકતો હતો; પરન્તુ આ યુવાન સિંધિયા સાહેબ તો એમના કાકાએ મહાપ્રયાસથી જીતેલો વિશાળ પ્રદેશ સાચવી શકશે કે નહિ? તેની પણ શંકા પડે છે. ઈંગ્રેજોએ પુના તરફ સ્વારી કરી તે વખતે અને એવા બીજા અનેક પ્રસંગોએ જોકે, હોલકર અને સિંધિયા સાથે જોડાયા હતા, તોપણ તેઓનું ઐક્ય ઉપર ઉપરનું હતું. ખરી રીતે તો તેઓ એક બીજાના પ્રતિસ્પર્ધી અને શત્રુ છે. પેશ્વા સરકાર આ બે મોટા સામંત રાજાઓમાંથી કોઈ વખત એકનો તો કોઈ વખત બીજાનો પક્ષ પકડે છે અને કાર્ય કાઢી લેછે. પેશ્વાનો પ્રધાન નાના ફડનવીસ બડો રાજનીતિજ્ઞ, બાહોશ અને ચતુર પુરુષ છે આજ એ ન હોત તો સિંધિયા અને હોલકર ક્યારનાએ સ્વતંત્ર થઈ ગયા હોત, પરંતુ તે હમ્મેશ તેમને પ્રતિસ્પર્ધીત્વમાં રાખી તથા પ્રસંગાનુસાર નાગપુર અને કોલ્હાપુર વિગેરે રાજ્યોને, વારા ફરતી પોતાના હાથમાં રાખી પેશ્વા સરકારની સત્તાનું સમતોલપણું જાળવી રાખે છે. પરંતુ હવે તે વૃદ્ધ થયા છે, અને તેમના મૃત્યુ પછી—ઈશ્વિર એવું ન કરે—પણ કોણ જાણે શું થશે, તે કહી શકાતું નથી.

સિંધિયાએ ફ્રેંચ અમલદારોના હાથ નીચે કવાયદ શીખેલી પાયદળની સોળ ટુકડીઓ હાલ રાખી છે; અને એ ટુકડીઓ કેટલાક ઘેરાઓમાં, હલ્લાઓમાં અને એવા એવા પ્રસંગોમાં તેમને ઘણી જ ઉપયોગી થઈ પડી છે. એ જોઈ હોલકરે પણ તેમનો દાખલો લીધો છે. હાલનો મામલો એથી વધારે ગુંચવણ ભરેલો બનતો જાયછે; ઘણાઓનું તો એવું ધારવું છે કે, પાયદલ સૈન્યની રૂદ્ધિ અંતે મરાઠાઓને હાનિકારક નીવડશે, કેમકે તેમનું જોર મુખ્યત્વે કરીને તેમના હયદલ—ઘોડેસ્વાર સૈન્ય ઉપર આધાર રાખે છે. ઘોડેસ્વારો લાંબી લાંબી મુસાફરીઓ સહેલાઈથી કરી શત્રુની ઉપર છાપો મારી તરત જ નાશી શકે છે. તેથી એ સૈન્ય બીજા હિંદી રાજાઓના સૈન્યો કરતાં શ્રેષ્ઠતા ભોગવેછે. પાયદલ સૈન્ય રાખ્યાથી સર્વ ઉલટાઈ જશે. તેમ લાંબી અને ઉતાવળી મુસાફરીઓ હવે થઈ શકશે નહિ. લડાઈનો ક્રમ પણ હવે તદન ફેરવાઈ જશે; ને આપણને પાયદલ પલટણો ઉપર વધારે આધાર રાખવો પડશે, તથા આપણા આજ દિવસ સુધી અજીત ગણાયેલા ઘોડેસ્વારો ઉતરતી પંક્તિમાં આવી જશે. જોઇએ તેમ હો, પણ આપણું તે કામ નથી, તેમનું ગમે તે થાઓ, આપણે હાલ એ સંબંધી વિચાર કરવાનો નથી. પ્રથમ આપણે જે વિચાર કરવાનો છે તે એ કે આ ત્રણ મરાઠા રાજ્યમાંથી તું કોની સેવા કરવા ધારે છે? એ જાણવું મ્હારે ખાસ જરૂરનું છે. પુનેથી હું અહીં સુધી ખાસ ત્હારે માટે જ આવ્યો છું.'' પંતોજીએ નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો કે—''મામાસાહેબ, હું તૈયાર છું, આપ જ્યાં દોરશો ત્યાં દોરાઈશ.''

હર્ષમાં આવતાં વૃદ્ધ સર્ફોજીએ આગળ ચલાવ્યું કે—'' પંતોજી; સાંભળ! ઘણા વર્ષ સુધી હું સિંધિયાની સેવામાં હતો તે તને ખબર છે પણ તેમના સ્વર્ગવાસ પછી મામલો બદલાયો. મારી નોકરીની કદર સ્વર્ગસ્થ સિંધિયા બરોબર પીછાનતા હતા. અરે રે! તે જીવતા હોત તો આજે હું ઘણી જ ઉંચી પદવીએ ચઢ્યો હોત. તેમનો મુખ્ય પ્રધાન મને ચહાતો ન હતો એવી બાતમી મને મળી હતી. તેમાં વળી મ્હારો મહારાજા ગયો ને આ યુવાન દૌલતરાવ પોતાની આસપાસના સલાહકારોના હાથમાં પુતળા જેવો—તેથી મને લાગ્યું કે ઉંચી પદવીએ ચઢવા બદલે કદાચ સરદારી અથવા જાન ખોવાનો સમય આવી પડશે. આથી દૌલતરાવ સિંધિયાની નોકરી છોડી યુવાન પેશ્વા સરકારની સેવા મેં હમણાં સ્વીકારી છે. પેશ્વાએ નાનાફડનવીસની સલાહથી મને સો માણસની ટુકડીની સરદારી આપી છે. કેટલાંક વર્ષ ઉપર નાગપુરના રાજાની અનિષ્ટ ધારણા નાનાને જણાવી ત્યારથી તેની અમીદૃષ્ટિ મ્હારાઉપર થઈ હતી. તે વખતે તેણે મને વચન આપ્યું હતું કે ''જ્યારે સિંધિયાની નોકરીમાંથી તું ફરાગત થઇશ ત્યારે પેશ્વા સરકારની સેવામાં તેવા જ માન મર્તબાવાળી જગ્યા હું તને અપાવીશ.'' અને તે પ્રમાણે આપેલું વચન તેણે પાળ્યું. યુવાન મહારાજ એકવીસ વર્ષના છે; અને હું નાનાસાહેબને વિનતિ કરીશ કે 'તું ભવિષ્યમાં એક ઉપયોગી અમલદાર થઈ પડીશ;' એવી મ્હારી ભલામણથી તે તને માધવરાવ પાસે રાખશે. માધવરાવ તને જોતાં જ તેમ આટલી નાની વયમાં રાની પશુઓના શિકારનાં ત્હારાં પરાક્રમ સાંભળી તે ખરેખર પ્રસન્ન થશે. નાનાફડનવીસ પોતાની ચિત્તાકર્ષક શૈલીથી પોતાના સહવાસમાં આવતા દરેકનો વિશ્વાસ મેળવી લે એવો નર છે. એને લીધે જ પેશ્વાની પ્રબળ સત્તાને તોડી નાખવામાં સિંધિયા અને હોલકર ફાવી શક્યા નથી. એ મનુષ્યનું મન પારખી શકે એવો છે અને નિરંતર ચાલાક તથા હીમત્તવાન મિત્રોથી વીંટ-

લાયક્ષો રહેછે. હું તો ધારૂં છું કે, તારા જેવો ચાલાક માણસ પેશ્વાની નોકરીમાં લાંબો વખત રહેવાથી જે પદવીએ હું ન પહોચ્યું એવી મ્હોટી પદવી તું મેળવીશ.

હાલમાં હોલકર દિવસે દિવસે નિર્બલ થતો જાયછે. તે શરીરમાં તેમ જ બુદ્ધિમાં ક્ષીણ થતો જાયછે; આથી હું તો કોઇને પણ એની સાથે જોડાવાને સલાહ આપું નહિ. માટે જોઈએ તો તું પેશ્વાની નોકરી સ્વીકાર કે, પછી દૌલતરાવ સિંધિયાની, ત્હારેવાસ્તે તો બેઉમાં સરખો જ લાભ છે."

પંતોજીરાવે ઉત્તર આપ્યો કેઃ-"આપણે તો તમે જેનું પ્રથમ નામ આપ્યું તેની જ સેવા "કરીશું. તેમછતાં જો તમે સિંધિયાના સૈન્યમાં હોત તો હું પણ ત્યાં જોડાત. પણ આપ તો "પેશ્વા સરકારની સેવામાં જોડાયા છો. જોકે સિંધિયા અને હોલકરે તેને પડતો મુકયો છે તોપણ "પેશ્વા મરાઠાઓનો હકદાર સ્વામી છે, માટે હું એની જ સેવા કરવાનું પસંદ કરીશ. જોઈએ "તેમ હો, તોપણ હું તમારી સાથે જ રહેવાનું વધારે પસંદ કરૂંછું. તમે જ મને હથીયાર વાપ-"રતાં શીખવ્યું છે અને તમે જ મ્હારી બાલ્યાવસ્થામાં મ્હારૂં રક્ષણ કર્યું છે, માટે હોલકર અને "સિંધિયાની સેવા સ્વીકારવા કરતાં હું તો તમારી જ સાથે રહી લડીશ. તેમના માંહોમાંહેના "કજીયાવિષે હું કેવળ અજાણ્યું. માતુશ્રી મને આ બાબતમાં વારંવાર કહેતાં પણ હું કાંઈ સ-"મજી શકતો ન હતો માત્ર એટલું જ સમજતો હતો કે પોતપોતાનું સૈન્ય લડાઇના મેદાનમાં "બહાર લાવી ખુલી રીતે યુદ્ધ કરી મરાઠાઓના અધિપત્ય બાબતનો નીકાલ એકદમ લાવવાને "બદલે અન્યોન્યસામે હમેશ કાવા દાવા રચાતા હતા."

નિઃશ્વાસ નાંખતાં વૃદ્ધ યોદ્ધો બોલ્યો કે-"પંતોજી! જો કે હું એક લડવૈયો છું છતાં મરાઠાઓના ત્રણ મુખ્ય સરદારોના માંહોમાંહેના કલહનું પરિણામ અતિશય ગંભીર અને વિનાશકારક દેખું છું. એકસંપી થઈ આપણે જો આપણા જોરનો સદુપયોગ કરીએ તો આખા ભારતવર્ષનું સામ્રાજ્ય મેળવતાં વાર લાગે નહિં, પરન્તુ તેમ નહિં કરતાં તે જોર પરસ્પરના દ્વેષમાં વ્યર્થ ગુમાવીએ છીએ; અને જ્યારે ખરો બારીક અને સંકટનો સમય આવશે ત્યારે, અરેરે! આપણે એક સરદારના હાથનીચે એકસંપથી વર્તવાને બદલે છુટા છવાયલા છિન્નભિન્ન લોકો રહીશું. હા, પણ આ રાજદ્વારીવિષયોમાં માથુ મારવાનું આપણું સીપાઈભાઇનું કામ નથી. આપણે તો જેની રોટલી ખાવી તેની નોકરી અચ્છીરીતે કરવી એ મુખ્ય વાત છે. જો બાપ! ત્હારી ઇચ્છા હોય તો તને નાનાફડનવીસ સમક્ષ લઈ જાઉં, તેં આ નોકરી કરવાનું પસંદ કર્યું તેથી હું ઘણો જ પ્રસન્ન થયોછું, કારણ પ્રથમ તું એક યુવાન ને શૂરવીર છે, તેથી તે તને ચલાય અને સત્વર તું ઉંચેદરજ્જે ચઢે, ને બીજું એ કે તું હમેશ મ્હારી સાથે રહે એ હું વધારે ઇચ્છુ છું."

આજ દિવસસુધી પંતોજીનું રહેવું ગામડામાં થયેલું હોવાથી તેનો પહેરવેશ, ગામડીયા અને ખેડુત જેવો હતો. પણ સર્ફોજી ઉંચા દરજ્જાના છોકરાને છાજે એવો પોશાક પોતાની સાથે લાવ્યો હતો, તે તેને પહેરવા આપ્યો. સોયરાબાઈએ તેના પ્રયાણ સામે કંઇ હરકત લીધી નહિ. કારણ સર્ફોજીએ પંતોજીપાસે વાત કરી તે પહેલાં તેની બાબતમાં સોયરાસાથે નક્કી કરી રાખ્યું હતું.

પુત્રે રજા માગતાં, આંખમાં આંસુસાથે સોયરાએ કહ્યું "તને જવા દેતાં મ્હારું મન માનતું નથી, પણ હૃદય હવે કઠણ કરવું જોઇએ કારણ કે તું મોટો થયો, તેમ પુને જવાથી તને ઘણો ફાયદો થશે, તું યુદ્ધકળા શીખીશ અને ખરી રાજ્યખટપટથી વાકેફગાર અને નિપુણ

થઇશ. માતા પિતાના સદ્દગુણો ત્હારામાં નિરંતર વસો અને તેમના કુળને દીપાવનાર થા, એવું હું ખરા અંતઃકરણથી ઇચ્છું છું; અને આશીર્વાદ આપું છું કે ગયેલી કીર્ત્તિ પાછી મેળવી મ્હોટો સરદાર થઈ પૂર્ણ માન મરતબાસાથે ત્હારા દેશમાં પાછો ફરજે. હાલમાં તો હું અત્રે જ રહીશ. એક યુવાન સીપાઇબચ્ચાને તેની માતાનો સહવાસ નોકરીને અંગે પ્રતિકૂલ છે. ને સંભાળને વાસ્તે ભાઇ સર્કોજી ત્હારી પાસે જ છે. એટલે હું નિશ્ચિન્ત છું. જ્યારે મને મળવાનું તને મન થાય ત્યારે પુના એ દિવસની વાટ છે, માટે આવી જજે; માર્ગ બતાવવો એ અમારૂં કામ, પછી તેમાં આગળ વધવું એ ત્હારી લાયકાત. જા! સુખી થા!

ગદ્દગદિત કંઠે પંતોજી બોલ્યો કે "માતા! મ્હારે માટે તમે જેટલો શ્રમ વેઠ્યો છે તેનો "હું કોઈ દિવસ બદલો વાળી શકું તેમ નથી; મ્હારી સગી માતા કરતાં પણ તમે મને વધારે "સુખી કર્યો છે. જ્યાં હું જઇશ ત્યાં તમારાવગર સુખી રહી શકીશ નહિ. તોપણ આ વખતે "હું એકલો જ જાઉં તે જ સારૂં છે. જ્યારે હું મ્હારે સ્વદેશ જઇશ ત્યારે તમને સાથે લીધા "વગર જઈશ નહિ."

ત્રીજે દિવસે ઘોડેસ્વાર થઈ પંતોજી સર્કોજી સાથે પુના તરફ જવા નીકળ્યો. પુને પહોચતાં તેઓ શેહેર બહાર અડધા માઇલપર પડેલી સર્કોજીની નાની છાવણીમાં દાખલ થયા.

## પ્રકરણ ૨ જું.

## છાવણીપર હલ્લો.



પ્રથમ પ્રકરણમાં વર્ણવેલા બનાવની આશરે વીસ વર્ષ પૂર્વે અરાવલી પર્વતની તળેટીમાં આવેલા એક ગહન અરણ્યમાં એક ન્હાની છાવણી પડેલી હતી. તે છાવણીના મધ્ય ભાગમાં એક સુશોભિત વિશાળ તંબુ ઉભો કરેલો હતો, તેમાં ચોહાણ રજપૂતોના સરદાર રાયમલનો ઉતારો હતો. આ રાયમલ શિરોહીરાજનો એક ભાયાત હતો. અને અરાવલીના આ પ્રદેશમાં સલાહ શાંતિ જાળવવા તેને સૂબો નીમ્યો હતો. આ સ્થાનના ભીલો, મેરો વિગેરે રહેવાશીઓ જંગલી અને લુટારાઓ હોઈ, આ ખડકાઉ પ્રદેશમાં વિખરાયલા, આજુબાજુનાં ન્હાનાં ન્હાનાં ગામડાઓમાં વસ્તા હતા. આ પ્રદેશનો મ્હોટો ભાગ જંગલથી ભરપુર હતો. અને લુટારૂ ટોળીઓ આસપાસના ડુંગરાઓમાં છુપાઇ, વખતો વખત હલ્લા કરી રાંકડી પ્રજાને અનેકવાર રંજાડતી. રાયમલ કર ઉઘરાવવા તેમ જ ડુંગરામાંથી નીચેના પ્રદેશમાં ઉતરી આવતાં પ્હાડી ધાડપાડુઓને અટકાવવાના હેતુથી શિહાપુર નામના ન્હાના ગામડાપાસે એક ન્હાની ટુકડી સહિત પડાવ નાંખી પડ્યો હતો.

તેની સાથે તેની પત્ની અને આશરે દોઢ વર્ષની ઉમરનું ન્હાનું બાળક હતું; તેમ જ તે બાળક સાચવવાને એક મરાઠણ દાઈ સાથે લીધી હતી. આ દાઈ દસ વર્ષથી ઘણી જ નિમકહલાલીથી તેને ત્યાં નોકરી કરતી હતી.

એક દિવસે મધ્યરાત્રીએ છાવણીમાં શોર બકોર થઈ રહ્યો, સર્વે સફાળા જાગી ઉઠ્યા; ચોમેર "જય અંબે"નો ધ્વની સંભળાવા લાગ્યો; રાયમલ ખુલ્લી તરવારથી બ્હાર આવ્યો, ને જુવે છે તો જ્યાં ત્યાં કાપા કાપી. પોતાના રજપૂત સિપાઇઓ સજ્જ થાય છે, કેટલાક સામે

થાય છે અને ચોમેરથી ભીલો તીરો છોડી છાવણીને ઘેરી અસાવધ સિપાઇઓની કતલ કરી રહ્યા છે. આ દેખાવથી રાયમલ્લ અર્ધ ગાંડા જેવો થઈ ગયો ને "હર હર" કરતો લુટારા ઉપર ધસ્યો; તેનો દાખલો જોઈ બીજા રજપૂતો પણ કુદી પડ્યા. સખત મારામારી ચાલી. ભીલોએ રજપુતોનો સખત ઘાણ કાઢી નાંખ્યો; બાકીના મુઠીભર રજપૂતવીરો મરણીયા થઈ પોતાના સરદારની આજુબાજુ અડગ ઉભા રહી લડવા લાગ્યા. એટલામાં તેમનો વીર સરદાર રાયમલ તીર લાગવાથી પડ્યો. તેના શબની પાસે રજપુતોના શબનો ઢગ થયો; હવે છાવણીમાં નિર્દય ભીલોનો પ્રવેશ વગર અટકાવે થયો. ભીલો લુટવા આગળ ધસ્યા. રાયમલ્લની પત્ની, પોતાના પતિને પડતો જોતાં મૃત્યુને ભેટવા, વીરાંગના બની, હાથમાં સમશેર લઈ તંબુના દરવાજા પાસે ઉભી; પોતાના ઉંઘતા બાળકને હાથમાં લઇ પ્રીતિથી ચુંબન કરી, દાસીના હાથમાં આપ્યું; એટલામાં ભીલો 'જય અંબે' કરતા તંબુના દ્વાર પાસે આવી પ્હોંચ્યા. તેમને અટકાવવા વીર રજપૂતાણી તૈયાર જ હતી. વીર સ્ત્રી, પોતાની અસિને ઘણા શત્રુઓનો ભોગ આપી, સ્વામી પાસે સિધાવી. ભીલો તંબુમાં ઘુસ્યા.

મરાઠણ દાઇયણે, પોતાનો સ્વામીપુત્ર હાથમાં આવતાં જ તેમ જ પોતાની સ્વામિનીને શત્રુસાથે અડગ યુદ્ધ કરતાં જોઈ કે તરત જ તે તકનો લાભ લેઈ, તે બાળકને તંબુની કનાત તળે સંતાડી દીધો. એક ભીલે તેને પકડી રાખી, ને બીજાઓ તંબુ લુટવા લાગ્યા. તેઓ તેને પુરી કરે એટલામાં બ્હાર "હરહર માહદેવ" ની ગર્જના સંભળાઇ, ભીલો ચમકયા. ને તંબુ બ્હાર ધસ્યા. પેલો ભીલ પણ તેને પડતી નીચે નાંખી બ્હાર દોડી ગયો. તેના જીવમાં કાંઈ જીવ આવ્યાથી તે ચોમેર ભાગવાનો લાગ શોધવા લાગી પણ એકે માર્ગ જડ્યો નહી. બ્હાર તંબુ સામે સખત ઝપાઝપી ચાલી રહી હતી. અને દરવાજામાંથી ડોકીયું કરી જુએ છે તો મરાઠાઓની એક ન્હાની સરખી ટુકડી, બંદુકો અને તરવારોના મારાથી ભીલોની કતલ ચલાવી રહી હતી. મરાઠાઓના મારા સામે ભીલો ટકી શક્યા નહીં. જીવ લઈ વિખેરાતાં તેઓ ચોમેર નાશી છુટ્યા. મરાઠાઓનો સરદાર જેવો તંબુમાં દાખલ થયો કે તરત જ મરાઠા દાઇએ તેને ઓળખ્યો, ને ચમકી તરત જ હર્ષથી બુમ પાડી ઉઠી, "કોણ સર્કોજી! તું અહીં ક્યાંથી!"

વર્ષોનાં વર્ષો વહી જાઓ, પણ છુટાં પડેલાં ભાંડુ ગમે તેટલા વર્ષને અંતરે, ગમે તેવા અપરિચિત સ્થાનમાં, ગમે તેવી સ્થિતિમાં, એકાએક મળે તો કુદરતી રૂપના સમાનત્વથી એક બીજાને વર્તી શકે છે.

"સર્કોજી" એ શબ્દ કાનપર પડતાં જ આશ્ચર્યતાથી તેના તરફ જોતો તે બોલી ઉઠ્યો "શું! બ્હેન સોયરા!" એમ કહી બંધુભાવના આવેશમાં ભાઈ બ્હેન ભેટી પડ્યાં. "બ્હેન તું હયાત હઇશ એમ હું ધારતો જ નહોતો. દસ દસ વર્ષ થયાં ત્હારો કાંઈ પણ પત્તો લાગ્યો નહીં ત્યારે મ્હેં ત્હારો મેળાપ થવાની આશા છોડી ને નિર્ણયઉપર આવ્યો કે તું આ સંસારને સદાને માટે ત્યજી ચાલી ગઇ હશે. પરન્તુ ઇશ્વરની ગતિ ન્યારી જ છે. આપણે આજે આ સ્થળે આવી રીતે મેળાપ થયો એ પણ ઈશ્વરની કૃપા જ. પણ બ્હેન, તું અહીં ક્યાંથી! આ રજપૂતોની છાવણીમાં ક્યાંથી આવી રહી? હું અહીં પડોશમાં જ હતો ત્યાં આ હલ્લાની ખબર પડવાથી રજપૂતોને સહાય આપવા આ મ્હારી ટુકડી સાથે આવ્યો. પરન્તુ અહીં તો બધુ ખતમ થઈ

ગયું હતું; અમો સહજ મોડા આવી પહોચ્યા નહિં તો આવું પરિણામ આવત નહીં. થયું તે થયું. ત્હારો અણધાર્યો મેળાપ થયો એ પણ એક લાભ જ."

સોયરાએ ગદ્‌ગદિત કંઠે જવાબ આપ્યો—"ભાઇ તું બીજાઓને બ્હાર જવાનું કહે તો પછી મ્હારી હકીકત જણાવું."

સર્ફોજીએ પોતાના માણસોને તંબુ છોડી જવાનો ઇશારો કર્યો કે તરત જ એકપછી એક નાયકના હુકમને માન આપી ટપોટપ બ્હાર નીકળી ગયા.

સર્ફોજી અને પોતા શીવાય તંબુમાં અન્ય કોઇ નથી એમ જ્યારે નિમકહલાલ સોયરાએ દીઠું ત્યારે તંબુને ખુણે જઇ કનાત નીચે છુપાવેલું બાળક બ્હાર કાઢી આંખમાં અશ્રુ સાથે પોતાના ભાઇના હાથમાં મુક્યું. બાળક જોતાં સર્ફોજી આભો બન્યો. તેને વધુ વખત ~~આશ્ચર્યતામાં~~ ન રાખતાં ભેદનો પડદો ખોલતી સોયરાએ પોતાની હકીકત જણાવવા માંડી. "ભાઈ મ્હારા સ્વામીની સાથે હું જુનરથી નીકળ્યા પછી સીરોઇ આવી રહી હતી. તેઓ આ રાયમલજીના હાથ નીચેની ટુકડીમાં સીપાઈ તરીકે જોડાયા હતા, એ તો તું જાણે છે. મ્હારે અમારાં બાઇસાહેબ રાયમલજીનાં વીરપત્ની રૂપમતી સાથે ધાડો સ્નેહ બંધાયો હતો. તેમની મ્હારાઉપર અતિશય કૃપા હતી. બે વર્ષમાં હતભાગ્યે મ્હારો સ્વામી આ જગતને છોડી ચાલી ગયો. ત્યારથી અમારાં રૂપમતી બાએ દયા લાવી મને પોતાની પાસે રાખી. આ સર્વ વિગત પત્રદ્વારા તને લખી જણાવી હતી. પરન્તુ ત્હારા તરફથી કાંઇ પણ ઉત્તર મળ્યો નહી, તેથી આ ભાગ્યહિની પોતાનું આયુષ્ય આ ભલી બાઇની સેવામાં પૂર્ણ કરવાની ઇચ્છાથી જ તેમની સાથે રહી. હવે મ્હારી એક ફરજ—આ બાળકને તેના પિતાના દેશપતિના ખોળામાં મુકી ત્હારી સાહાયતાથી એકાન્ત સ્થળમાં રહી ઇશ્વિરભજનમાં બાકીનો કાળ ગાળવો, એ જ છે."

સર્ફોજી ગળગળો થઇ ગયો ને આ વાર્તા સાંભળતાં તેનું મ્હોં લેવાઈ જતું માલમ પડયું. તે દયામણે ચ્હેરે બાળક સામું જોતો બોલ્યો "અરે રે! બ્હેન! જ્યારે આફત આવે છે ત્યારે ચોમેરથી સામટી આવે છે! તેવું જ આ બાળકના સંબંધે પણ થયું છે. એનો પિતા આમ નિમકહલાલીથી નોકરી કરતાં મરાયો તેનો તપાસ તો કોણ કરવાનો છે? પરન્તુ ઉલટો શિરોહી નરેશને એના ભલા વફાદાર સરદાર રાયમલજી ઉપર ભીલોની સાથે અંદર ખાનેથી મળતા રહી લુટ ચલાવવાનો શક આવ્યાથી દેશદ્રોહીનો આરોપ મુકવામાં આવ્યોછે. એવું મ્હેં આજે જ સાંભળ્યું છે ને તેટલા વાસ્તે તેને દરબારમાં હાજર થવા તાકીદ હુકમ મોકલ્યો છે. વખતે કાલ સુધીમાં તે હુકમ આવી પહોચશે ખરો. રાજાનો વિચાર તેને દેશદ્રોહી તરીકે જાહેર કરી મારી નાખી; તેના વંશનો નાશ કરી, તેની જાગીર જપ્ત કરવાનો છે. માટે હાલમાં આવા બારીક સમયમાં આ બાળકને આપણી સંભાળમાં જ રાખીશું. અને ઉછેરી મ્હોટો કરીશું, ને પુખ્ત ઉમરનો થયે સ્વપરાક્રમથી કીર્તિ મેળવી પોતાના પિતાની જાગીર પાછી મેળવવા ભાગ્યશાળી થશે. માટે બ્હેન! ત્હારી મુખ્ય ફરજ તો આ બાળને ઉછેરવાની છે."

"હર! હર! હર! ધણા જ શોચનીય સમાચાર," નિશ્વાસ નાંખતી સોયરા બોલી ઉઠી;- "અરે ભગવાન, આ બાળક માથે એકાએક આવી આફતો? ત્હારી કૃતિ અજબ છે! હરી, હરી! ત્હેં ધાર્યું તે ખરૂં! શું આ રાજપુત્રને એક કુણબીને ત્યાં ઉછરવાનું લિખિત હશે? અનેક દાસ દાસીઓના હાથમાં રમનારો; ખમા ખમાના શબ્દો ઉચરાવનારો, શ્રીમંતાઇમાં ઉછરનારો, શું!- તેની આ દશા? વિધાતાના ખેલ વિચિત્ર છે. ભાઈ ત્હારૂં કહેવું સત્ય છે, હવે મ્હારો ધર્મ

આ બાળકને ઉછેરવામાં રહ્યો છે; મ્હોટો થયે બહાદુરીથી વીરનર તરિકે નામના કાઢી શિરોહી રાજનો માનીતો થાય, ત્યાં સુધી તેને સંભાળવાની એક માતા તરીકેની ફરજ મ્હારે માથે પડી- આ દેહનો પિંડ એના રજકથી અદ્યાપિપર્યંન્ત ટકી રહેલો છે. રગેરગ તેના અન્નનું લોહી ફરી રહ્યું છે. પ્રભુ ! મ્હારો આ કુંવર ત્હારા આશ્રયે પડયો છે તેનું તું રક્ષણ કરજે.

સોયરાની નિઃસીમ સ્વામિભક્તિ જોઈ-તેમાં તેના છેલ્લા ઉદ્‌ગાર સાંભળી સર્જોજી રાવની આંખમાં પાણી આવ્યું. પણ ધૈર્ય રાખી બોલ્યો "બ્હેન, જગન્નિયન્તા ત્હારી ઉમેદ બર લાવશે. હવે આપણને થોડા સમયમાં અહીંથી ઉપડવાનું છે. માટે તું તૈયાર થઇ રહેજે. વાહ ! પરમેશ્વર ! ત્હારી લીલા અકળ જ છે-કયાં દખણ ! કયાં શિરોહી ! કયાં હું ! કયાં તું ! કયાં આ રજપૂત બાળ ! અને કયાં આવો આપણો અચાનક ભેટો થવો ! સમય ! ત્હારી પણ બલીહારી જ. મ્હેં સ્વપ્ને પણ ધાર્યું ન હોતું કે તું મને આ સ્થળે મળીશ. જે પત્ર ત્હેં મને મોકલ્યો તે તો મને મળ્યો જ નથી—ને મળે પણ શીરીતે ? જે વર્ષે ત્હેં પત્ર મોકલ્યો, તેના અગાઉના વર્ષમાં દક્ષિણમાં ભયંકર દુષ્કાળ પડવાથી વખાના માર્યા અમે ઉત્તર તરફ આવ્યાં. માર્ગમાં માતુશ્રીએ પ્રાણ ત્યજ્યા ને હું કેટલેક દિવસે ગ્વાલીયર આવી સિંધિયા સરકારને ત્યાં નોકરી રહ્યો. ત્હારી શોધ કરવાનો વિચાર તો થયો પણ સાધન ન મળે. શું કરૂં-હું પોતે આ તરફ આવી જાત પરન્તુ લડાઇઓમાં રોકાવું થયું—મ્હારી વીરતા જોઇ પ્રસન્ન થઇ સિંધિયા સરકારે મને આ સો માણસોની ટુકડીની સરદારી આપી છે. બે ત્રણ વર્ષ ઉપર ત્હારી ખબર કઢાવી ત્યારે શિરોહીના લશ્કરમાંથી ત્હારા સ્વામીના આઠેક વર્ષ ઉપર મૃત્યુ પામ્યાના સમાચાર શીવાય વધુ કાંઈ ભાળ લાગી નહી. પછી તો મ્હેં ત્હારી આશા જ મુકી. પણ પરમ કૃપાળુ પરમેશ્વરે આખરે એનો મેળાપ કરાવ્યો ખરો. બ્હેન તું જલદી તૈયાર થઈ રહે, કારણ મ્હારે અત્રેથી જલદી કુચ કરવાની છે."

આવું કહી સર્જોજી તંબુ બ્હાર નીકળ્યો. સોયરા પણ પોતાના સ્વામી તથા સ્વામિપત્નીના સ્વર્ગવાસથી થતા અનેક હૃદયવેધક વિચારો કરતી તે બાળને પોતાના ખોળામાં રાખી શૂન્ય જેવી તંબુમાં બેઠી. ઘડીકમાં પ્રેમથી તેને ચુંબન કરતી હાલરડાં ગાતી,-તો ઘડીકમાં રડતી- એવી રીતે રાત્રિ પસાર કરી.

પહો ફાટતાં જ સર્જોજીરાવ પુનઃ તંબુમાં આવ્યો ને બોલ્યો. "બ્હેન કેમ તૈયાર છે કે ? હવે આ જગ્યાએથી ઉપડવાનો વખત થયો છે. મ્હારી ટોળી પણ કુચ કરવાને સજ્જ થઈ બ્હાર ઉભી છે. માત્ર ત્હારી ખોટી છે. ચાલ ઉતાવળ કર હવે એક પળ પણ ગુમાવા જેવું નથી."

સોયરા તો તૈયાર જ હતી તેને કાંઇ પરવારવાનું બાકી ન હતું, માત્ર તંબુ વિગેરેનું શું થશે; તેના વિચારમાં પડેલી હતી. તેણે જવાબ વાળ્યો હા; મ્હારે તૈયાર થતાં શાની વાર ! પણ * * * * * એમ બોલી તે તંબુ તરફ દૃષ્ટિ ફેરવવા લાગી; સર્જોજીને ચેતી જતાં વાર લાગી નહીં ને તેણે કહ્યું કે—"આ તંબુ વિગેરેનો બંદોબસ્ત યથાસ્થિત થઇ ગયો છે; એ બાબત ત્હારે ચિંતા રાખવા જેવું નથી. ત્હારીસાથે રાખવાનું જરૂરનું હોય તેટલું લેજે. ચાલ, વ્હેલી થા પછી અમારે અસૂર થઈ જશે."

"ભાઇ, ચાલ આ હું તો આવી." એમ બોલી તે સર્જોજી સાથે તંબુ બ્હાર આવી-બાળકને લઈ ટોળીસાથે સર્જોજીએ કુચ શરૂ કરી. રસ્તે ચાલતાં "ભાઇ આટલી બધી ત્વરા શા

વાસ્તે કરતો હશે, એવું શું જરૂરનું કામ આવી પડ્યું હશે ? લડાઇમાં જતો હશે તો મને કયે સ્થાને રાખશે? એવા તર્ક વિતર્કથી તેનું મન ધુંધવાતું હતું. "આખરે ધુંધવાતા વિચારનો ભડકો બ્હાર દેખાયો." તેણે પુછ્યું "ભાઈ તું ક્યાં જાયછે તે તો કહે. ઉતાવળનું એવું તે શું કામ છે કે કોઇ જગ્યાએ પુરો વિરામ પણ લેતો નથી. અમને બેને પણ ત્હારી સાથે લઈ જવા ધારે છે કેની?"

"બ્હેન સાંભળ" સર્ફોજીરાવ બોલ્યો—"હાલનો સમય ઘણો બારીક આવેલો છે. પેશ્વાસરકારના રાજ્યમાં અનેક ખટપટો ઉભી થઇ છે. રાઘોબા દાદાએ પોતાનુ સ્વામિત્વ કાયમ રાખવાને લાભહાનિનો વિચાર કર્યાવગર ઇંગ્રેજોની સાથે કોલકરાર કરી તેમની મદદ મેળવી છે. આ ઉપરથી પેશ્વા, સિંધિયા ને હોલકર સરકારે એક સંપ કરી તે સામે મજબુતીથી લડવા નિશ્ચય કર્યો છે. મને પણ આ ટુકડી સાથે સિંધિયા સરકારના લશ્કરમાં એકદમ જોડાવાનો હુકમ મળ્યો છે, તેથી હું ત્યાં જવા નીકળ્યો છું. સ્વજનમાં વૈર ઉત્પન્ન થાયછે ને પારકા સાથે મૈત્રી થાયછે ત્યાં પરિણામ સારૂં આવતું નથી. જો યુદ્ધનો પ્રસંગ આવશે તો મરાઠાઓ જીતશે તેમાં કાંઈ પણ સંદેહ નથી. પણ હાલ કાંઇ પણ કહી શકાય નહી. મ્હારા ધારવા મુજબ તો આ બેની આપસઆપસની લડાઈમાં ત્રીજાને લાભ થવાનો. મ્હારે તો જેમ બની શકે તેમ ત્વરાથી જ્યાં સિંધિયાની સેના પડી છે, ત્યાં જવું જ જોઇએ. તેથી તને તથા આ કુમળા બાળકને જુન્નર તરફ રવાના કરી દઇશ. પછી તું આ બચ્ચાને લઈ આપણે ઘેર રહેજે ને એનું સારી રીતે પોષણ કરજે; બહુ સંભાળથી રક્ષણ કરજે અને અન્ય કોઇને એની જ્ઞાતિ તથા માબાપ વિષેની માહિતિ પડે નહી એમ સાવધતાથી રહેજે. ઈશ્વર એને મ્હોટો કરે એટલે થયું. મ્હેં તો આજથી મ્હારા ભાણેજ તરીકે એને ગણ્યો છે." એમ કહી તે બાળને પ્રેમથી ચુંબન કરી પાછો આપ્યો.

સોયરાને સર્ફોજીની સૂચના પસંદ પડી, અને ખોળે લીધેલો પુત્ર જણાવી તે બાળકને એક મરાઠા તરીકે ઉછેરવાનો નિશ્ચય કર્યો. આ ટોળી નિર્વિઘ્ને માર્ગ પસાર કરતી કરતી કેટલેક દિવસે દક્ષિણ આવી પ્હોચી.—હવે સોયરાને પોતાના બ્હાલા બંધુથી જુદા પડવાનો વખત આવ્યો

જુદા પડતાં સર્ફોજી બોલ્યો "બ્હેન, હવે આપણો માર્ગ અહીંથી જુદો પડે છે. મ્હેં તને કહ્યું છે તે સરતમાં રાખજે. સંભાળીને જજે, આ બાળકને સાચવજે. ત્હારી સાથે મ્હારી ટોળીમાંથી પાંચ વિશ્વાસુ ને ખબરદાર માણસો મોકલું છું; તે તને સહિસલામત જુન્નર પ્હોચાડી પાછા ફરશે. ત્યાં રામદાસભાઇ તને જરાપણ ઓછું આવવા દેશે નહી. હું તો અહીંથી પરભારો ઇંગ્રેજ સામે લડવા નીકળેલા સિંધિયાના સૈન્યમાં જોડાવા ત્વરાથી ઉપડી જઇશ. તું કાંઈપણ ચિંતા કરીશ નહીં. ઇંગ્રેજોની સાથેની લડાઈ પુરી થશે કે તરત જ સિંધિયા સરકારની રજા લઈ થોડા દિવસ તને મળવા જુન્નર આવી જઇશ. જા, બ્હેન, હવે હું પણ ચાલવા માંડું છું. મ્હારી બાબતમાં કોઇપણ જાતની ચિંતા કરીશ નહી. સમયસુચકતાથી રહેજે. આ બચ્ચાને બરોબર સંભાળજે અને ભુલે ચુકે તેના કૂળ કે જાતની ખરી માહિતિ કોઇના જાણવામાં ન આવે એમ વર્તજે; જો ગફલતમાં રહેતી નહીં હોં ! બરોબર સંભાળથી રહેજે;" એમ વારંવાર કહેતા, બ્હેનનો જતી વખતનો બોલ સાંભળવા ઉત્સુક બનતા સર્ફોજીએ પોતાના માણસોને આગળ વધવા હુકમ આપ્યો.

છુટા પડતી વખતે સોયરાની આંખમાં અશ્રુ ભરાયાં, "ભાઇ, કાંઈ પણ મ્હારી ફીકર કરીશ નહીં. જા, વિજય મેળવી સત્વર પાછો ફર" એમ આશીર્વચન બોલી.

એક ભાંડુ છુટાં પડ્યાં. સરફોજીએ પોતાની ટુકડી સાથે પુના તરફનો માર્ગ લીધો અને સોયરા પાંચ માણસના રક્ષણ નીચે પોતાને પંથે પડી. રસ્તે ચાલતાં જેજે ગામડામાંથી તેઓ પસાર થતા, ત્યાં ત્યાં, આ ટોળીને "તમે ક્યાંથી આવો છો? ક્યાં જાઓછો? આ બાઈ કોણ છે? આ બાલક કોણું છે?" વિગેરે પ્રશ્નો પૂછવામાં આવતા હતા. તેના ઉત્તરમાં "આ બાઈ અમારા નાયક સરફોજીનાં બ્હેન થાયછે, આ તેમનુ બાળક છે, સરફોજી ઇંગ્રેજો સાથેની લડાઈમાં પુને ગયા છે ને આ તેમની બ્હેનને તેમને ઘેર જુનર મોકલાવે છે" વગેરે ઉત્તર આપતા હતા. જુનર અને પુનાનો રસ્તો જુદો તેમ જ તેમની વચ્ચમાં ઘણું અંતર હોવાથી લડાઇના સમાચાર સંબંધી કોઈ પણ પ્રશ્ન કરતું નહોતું. સિંધિયા, હોલકર અને પેશ્વાસરકાર—એ ત્રણે જણાએ આપસ આપસની ઇર્ષા એક બાજુએ મુકી ઇંગ્રેજોને દાબી નાંખવાને એકત્ર થયાછે, તેથી ઇંગ્રેજો જરૂર હારશે, એવું સર્વના મનમાં મક્કમપણે વસી ગયું હતું.

બે દિવસની મુસાફરી પછી સોયરા વિગેરે લગભગ જુનરની સીમમાં આવી પહોચ્યાં. શહેર વટાવી, બે એક માઇલ પર આવેલા રામદાસના ખેતર તરફનો માર્ગ લીધો. ખેતરમાં રામદાસનું ઘર હતું. પ્રથમ પોતાના આવ્યાની ખબર આપવા એક માણસને આગળ દોડાવેલો હોવાથી રામદાસ તેમને સામો લેવાને વાટ જોતો ઓટલા ઉપર ઉભો હતો. તેની વય લગભગ ચાલીશ વર્ષની હતી. તે હસમુખા ચ્હેરાનો, માયાળુ દેખાવનો, મજબુત બાંધાનો, પ્રચંડ ને ઘઉવર્ણો શરીરનો હતો.

સોયરાને જોતાં જ હર્ષથી ઉભરાતે જીગરે બોલી ઉઠયો. "સોયરા બ્હેન તું, આવી? ઓહો આજ ઘણે વર્ષે ત્હારાં દર્શન થયાં. કેમ, અહીંથી ગયે, બ્હેન, તને બાર તેર વર્ષ નહી થયાં હોય? વ્હાલી બ્હેન, ભલે આવી, ચાલ ઘરમાં ચાલ. શરીરતો સુખરૂપ છે ની?" રામદાસ ઉંચે સ્વરે બોલ્યો." આનંદી! આનંદી! જો, જો, બ્હેન આવી?"

એક ત્રેવીસ વર્ષની વયની યુવાન સ્ત્રી બારણાપર આવી. "આનંદી! આ મ્હારી બ્હેન સોયરા જેને વાસ્તે ત્હારા આગળ હું ઘણી વખત બોલતો હતો તે આ જ. બ્હેન આ તમારાં ભાભી—મ્હારી સ્ત્રી આનંદી—અમારાં લગ્ન થયાંને આ છઠું વર્ષ ચાલેછે. પણ ચાલો હવે અંદર જઈ સ્વસ્થ બેશી વાતો કરીશું. બ્હેન, હું ધારૂંછું કે તું હવે અમારી સાથે હમેશ રહીશ. ત્હારો સ્વામિ ક્યાં? તું એકલી ત્હારા બાળક સાથે કેમ આવી!—કેમ બોલતી નથી? આમ ગળગળી કેમ દેખાય છે? શું કાંઈ અનર્થ તો થયું નથી ના?"

"હા, ભાઈ, હું આ જગતમાં એકલી જ છું. તેમના સ્વર્ગવાસ થયાના સમાચાર પત્રદ્વારા જણાવેલા હતા–વિગેરે અથ ઇતિ સર્વ હકીકત કહી દીધી. પોતાની બ્હેન વિધવા થઈ ત્યારથી આજ દિવસસુધીની વિગત સાંભળી રામદાસ ઘણો જ દુ:ખી થયો અને ગદ્ગદિત કંઠે બોલ્યો. "બ્હેન ત્હારો પત્ર અમને મળ્યો જ નથી—બાકી અમે ત્હારી તપાસ કર્યા વગર રહીએ? કદાચ કાસદને વાટ ડાકુઓએ ઠાર કર્યો હોય તો ઇશ્વિર જાણે. તે વખત જ એવો હતો. દુષ્કાળમાં ભારે દુકાળ પડેલો–હું જ કંટાળી ઘર છોડી નાસી ભાગ્યો હતો. નિઝામના રાજ્યમાં નોકરી રહી, બે ત્રણ વર્ષમાં થોડું ઘણું બચાવી પાછો દેશમાં આવ્યો, તો ત્યાં સરફોજી પણ વખાના માર્યા માતુશ્રીને સાથે લઇ ઉત્તર તરફ ગયાના સમાચાર મળ્યા.–હું તો પછી અહીં જ

રહ્યો. વર્ષ સારાં આવતાં ગયાં. ખેતરમાં પાક પુષ્કળ થવા માંડ્યો ને પુનઃ આપણી હતી એવી સ્થિતિમાં આવ્યા. બે ત્રણ વર્ષ પછી ગ્વાલીયરથી ભાઈ સરફોજી તરફથી માતુશ્રીનો રસ્તામાં સ્વર્ગવાસ થયાના, તેમ પોતે સારી પદવી ઉપર હોવાના સમાચાર આવ્યા. ત્હારા તરફના કાંઈ પણ સમાચાર આટલા લાંબા વખતમાં જાણ્યા નહી, તેથી તું હતી નહતી થઇ હઇશ એમ હું ધારતો હતો. ચાલો, અત્યારે તો આપણે ભાંડુઓ ભેગાં થયાં, એ જ લાભ. બ્હેન રસ્તાનો થાક લાગ્યો હશે માટે ઘરમાં ચાલ અને જરા વિશ્રાન્તિ લે."

સૌ ઘરમાં આવ્યા. રામદાસ, બ્હેનની સાથે આવેલા માણસોના મુકામ વિગેરેનો બંદોબસ્ત કરી પછી ઘરમાં ગયો. માણસોએ મધ્યાન્હસુધિ વિશ્રામ લઇ, પોતાની ટોળીમાં દાખલ થવા રામદાસની રજા માગી, પુના તરફનો રસ્તો લીધો.

ઘરમાં આનંદીએ નણદનું ઘણું જ સન્માન કર્યું. અને તેની સાથે હેતભાવથી ને નમ્રતાથી વર્તવા લાગી. રામદાસના ત્રણ અને પાંચ વર્ષની ઉમ્મરના બે નાન્હા પુત્રો આ નવા માણસો તરફ અજાએબીથી જોતા હતા. આનંદીએ તેમને સોયરા ફોઈને પગે લાગવા કહ્યું. સોયરાએ આ છોકરાં જોઈ ઘણી જ ખુશી થતી, આશીર્વાદ આપ્યા કે,—"ચિરંજીવ રહો. ચાલો, આનંદની વાત. હું તો આજે હર્ષ ઘેલી થઈશ કે શું? મ્હારા પિતાના વંશનો વેલો વધ્યો. આનંદી ભાભી, તમે મ્હારી સાથે જુદાઈ રાખશો નહી. આપણે હળીમળી ઘરનું કામકાજ નીભાવશું. તેમ આ છોકરાની પણ સંભાળ રાખશું. મને આળસુ બેશી રહેવું પરવડતું નથી. કાંઈ ને કાંઈ કામ જોઈએ."

આવીરીતે પોતાના વડીલ ભાઇને ત્યાં સોયરા રહેવા લાગી. અને પોતાની સાથે આણેલા બાળક માધુસિંહને ઉછેરવામાં દિવસ ગુજારવા લાગી.

સરફોજીના ઘરમાં કુટુંબ મેળાપનો આનંદ આમ અનુભવાતો હતો તે આનંદના રસમાં માધુસિંહને ઉછરતો જોવા કરતાં દક્ષિણમાં સળગી ઉઠેલી લડાઈના સમાચાર જાણવાની ત્હારી ઉત્કંઠાને, પ્રિય વાંચનાર હવે સફળ કર.

રાઘોબા દાદાએ કરાર કરી ઈંગ્રેજની મદદ મેળવી છે એ પ્રિયવાચક, ગયા પ્રકરણમાં સરફોજી તથા સોયરા વચ્ચે થયેલા સંવાદમાંના શબ્દો ત્હારી સ્મરણશક્તિમાં હજી તાજા હશે. રાઘોબા ઇંગ્રેજ પાસેથી જોઈએ તેવી મદદ મેળવવાના પ્રયાસમાં સફળ થયો હતો અને ઇંગ્રેજોએ ખુલ્લીરીતે રાઘોબા દાદાનો પક્ષ સ્વીકારેલો હોવાથી તેમની અને મરાઠા સરકાર વચ્ચે લાંબા વખતથી વિગ્રહરૂપી ધુંધવાતા અગ્નિએ ભયંકર રૂપ પ્રકાસ્યુ અને જોત જોતામાં તેનો એકાએક ભડકો થયો. ઇંગ્રેજોએ રાઘોબાને પેશ્વા કબુલ કરી પુનાની ગાદીએ બેસાડવાના ઠરાવ સાથે લડાઈ જાહેર કરી. આ લડાઈ હિંદના ઇતિહાસમાં **મરાઠાઓની પ્રથમ લડાઈ** (૧૭૭૮–૧૭૮૨) તરીકે પ્રખ્યાત થયેલી છે.

આપણી કથાના નાયક માધુસિંહને સોયરા જુન્નર લાવી તે પછી આશરે બે ત્રણ મહિનાને અંતરે આ લડાઈની શરૂઆત થઈ હતી. અને સરફોજીરાવે સિંધિયાના સૈન્યમાં જોડાઈ તલેગામ, વારગામ, વિગરે સ્થળે થયેલી લડાઈઓમાં ભાગ લઈ સારો યશ મેળવ્યો હતો.

સન ૧૭૭૮ ના નવેમ્બરની આખરમાં રાઘોબાને સાથે લઈ લેફ્ટનન્ટ કર્નલ કૉકબર્નની સરદારી હેઠળ ઇંગ્રેજ સૈન્યે દક્ષિણ ઉપર સ્વારી લઈ જવા મુંબઈથી કુચ શરૂ કરી. તે સૈન્ય કુચ કરતું કરતું સન ૧૭૭૯ ની ૯ મી જાનેવારીને દિવસે પુનાથી માત્ર અઢાર માઈલ છેટે આવેલા તલેગામ પાસે આવી પહોચ્યું, ને જુએ છે તો ત્યાં આગળ મરાઠાઓની જબરી સેના તેમની સામે ટક્કર લેવા તૈયાર જણાઈ.

ચાલાક મરાઠાઓ પણ ગફલતમાં પડી રહે એવા નહતા. ઇંગ્રેજોને પોતાપર હલ્લો કરવા આવતા સાંભળી પુનામાં પણ લડાઈ વાસ્તે સઘળી તૈયારી ચાલી રહી હતી. લડાયક ગોઠવણો કરવાનુ કાર્ય. મહાદાજી સિંધિયા, હરિપંત ફડકે અને તુકોજીરાવ હોલકર એ ત્રણેના હાથમાં નાનાફડનવીસે સુપ્રત કર્યું હતું. ઇંગ્રેજોની કુચના સમાચાર મળતાં જ આ ત્રણ સરદારોની સરદારી હેઠળ મરાઠા સૈન્ય તલેગામ સુધી વધી અટક્યું હતું. ઇંગ્રેજો આ સ્થળે આવી પહોચતાં જ મરાઠાઓ તેમનીપર હલ્લો કરવાનું ડોળ કરી પાછા ફર્યાં.

ઇંગ્રેજોને હવે આગળ વધવું ઘણું જ જોખમ ભરેલું લાગવાથી તેમના સરદારે પાછા ફરવાનો ઠરાવ કર્યો. રાઘોબાએ મરાઠા લશ્કરની પાછળ પડવા અનેક આજીજીસાથે સમજુતી આપી છતાં કૉકબર્ને તે મનપર લીધી નહી; ને તા. ૧૧ મી જાનેવારીની મધ્યરાત્રિએ જંગી ભારે તોપો નદીમાં નાંખી દેવડાવી તેમ જ ઘણો અસબાબ બાળી નંખાવી પોતાના સૈન્યને પાછા ફરવા હુકમ કર્યો. રાત્રીના બે એકને સુમારે મરાઠા ઘોડેસ્વારોએ ઇંગ્રેજોના મોખરાપરની ટુકડી પર હલ્લો કરી તેમનો બાકી રહેલો લશ્કરી અસબાબ મેળવવામાં ફતેહમંદ થયા અને ટુંક સમયમાં તો આખા ઇંગ્રેજી સૈન્યપર હલ્લો કર્યો. સખત કાપાકાપી ચાલી.

પોહ ફાટતાં આ કપાતાં બાકી રહેલા મુઠીભર ઇંગ્રેજી સૈન્યે પોતાને મરાઠા સૈન્યથી ઘેરાયલું જોયું. નિરાશાના ચિન્હો સર્વના મુખપર પ્રસરી રહ્યાં. ને સર્વના હોશ કોષ ઉડી ગયા. તેમનો ઘણો ઘાણ નીકળી ગયો હતો. આવી રીતે સખત માર ખાતું ઇંગ્રેજી સૈન્ય હઠતું હઠતું ૧૩ મી ને દીવસે વારગામ આવી પહોચ્યું. આ જગ્યાએ મરાઠાના સૈન્યે સંકેત મુજબ ઇંગ્રેજોને ઘેરો નાખ્યો અને બીજે દીવસે સવારે તેમના પર તોપોનો સખત મારો ચલાવ્યો. આગલે દીવસે પોતાના સૈન્યના ઘણાખરા ભાગનો નાશ થયેલો હોવાથી અંતે થાકીને બપોર પછી મરાઠાઓ સાથે સંધિ કરવા ઇંગ્રેજોએ મી. ફારમરને મોકલ્યો અને ઘણી જ હીણપત લગાડનારી સંધિ કરવી પડી, તે વારગામની સંધિને નામે ઓળખાય છે.* તેમાં રાઘોબાને મરાઠાઓને સ્વાધીન કરી દેવાની, મુંબઈ તરફ ઇંગ્રેજોએ લીધેલો બધો મુલક, સુરત અને ભરૂચની

*"The Committee was abliged on the spot to send an order Countermanding the advance of the Bengal troops, and Sindhia's favour was purchased by a private promise to bestow on him the English share of Broach, besides a sum of forty one Thousand Rupees in presents to his servants.

The committee were so completely humbled, that they viewed with gratitude the kindness of Sindhia in suffering the army to depart; they gave two hostages.—Mr. William Gamul Farmer and Sir Charles Stewart, as a security for the performance of their engagement."

(*Memoir of the Life of Nana Faddanvis.*)

આવક સાથે મરાઠાઓને આપી દેવો, વગેરે સરતો હતી, ઉપર પ્રમાણે કોલકરાર થયા પછી ઇંગ્રેજી સૈન્યને પાછું ફરવા દીધું.

* * * *

તલેગામની લડાઈ પછી થોડે દિવસે સરફોજી જુન્નર આવ્યો. તેને આટલા ટુંક સમયમાં પાછો ફરેલો જોઈ અચંબો પામતી સોયરા બોલી "ભાઈ, તું આટલો જલદી પાછો ફરશે એવું તો ન્હોતું ધાર્યું."

"બ્હેન, બધી વાતનો નિર્ણય થઈ ગયો છે પણ હું ધારૂં છું કે ઇંગ્રેજોને કોઈ પણ સરતે મુકી દેવામાં આપણે ભુલ કરી છે તેઓ પુરેપુરા સપડાયા હતા; અને તેનો આપણે પૂર્ણ લાભ લેવો જોઈતો હતો, પણ હવે તો થનાર થયું. રાંડ્યા પછી ડાહપણ શા કામનું? હશે–હાલતો લડાઈ દૂર થઈ–ચાલો હવે થોડા જ વખત નિરાંત"—

પરન્તુ તે પુરેપુરી આશાએશ ભોગવી શક્યો નહી; કારણકે થોડા સમયમાં ઇંગ્રેજો સાથે પુનઃ શરૂ થયેલા વિગ્રહમાં તેને જોડાવું પડયું.

* * * *

મુંબઈના ગવર્નર મી. હોર્નબીએ વારગામની સંધિ માન્ય રાખવા નાપાડી લઢાઈ પુનઃ શરૂ કરવા સર્વ તૈયારીઓ કરવા માંડી. મુંબઈ સરકારને સદ્‌ભાગ્યે આવખતે બંગાલથી કર્નલ ગોડાર્ડની સરદારી હઠેલ રવાના થયેલું મ્હોટું સૈન્ય, મુંબઇને જોખમ ભરેલી સ્થિતિમાં જોઈ તેનો માર્ગ રોકી પડેલા બાવીસ હજાર મરાઠા ઘોડેસ્વાર સૈન્યની નજર ચુકવી ખુબ સાવચેતીથી સુરત આવી પહોચ્યું. અને આ કુમકથી સર્વ બાજી બદલાઈ જઇ મુંબઇ મરાઠાઓના હલ્લાની ધાસ્તીમાંથી બચ્યું. ઓછામાં પુરૂં સિંધિયા ઇંગ્રેજોને અંદરખાનેથી મળેલો હતો અને તે દખણમાં હોવાથી પેશ્વા કે હોલ્કર મુંબઇ ઉપર પોતાનું સૈન્ય મોકલે તે ધાસ્તી દૂર થઈ હતી. નાનાફડનવીસને પ્રધાનપદ પરથી દૂર કરી મરાઠા રાજ્યની સર્વોપરિ સત્તા પોતાના હાથમાં લેવાનો સિંધિયાને લોભ હોવાથી પોતાની ધારણા બર લાવવાને તે ઇંગ્રેજોને પોતાના પક્ષમાં લેવા માગતો હતો. તેમ જ સિંધિયાએ રાઘોબાનો પક્ષ સ્વીકારી તેના નીભાવાર્થે એક જાગીર પણ આપી હતી, તેથી નાનાફડનવીસ સિંધિયાને આવીરીતે મરાઠાઓના ધિક્કાર પાત્ર થયેલા રાઘોબાદાદા સાથે સંબંધ રાખતો જોઇ ખુશી થયો, અને તેના આ પગલાથી તે જરા પણ ગભરાયો નહી.

વડોદરાની ગાદી સંબંધે ગોવિંદરાવ અને ફતેસિંહરાવ ગાયકવાડ વચ્ચે શરૂ થયેલા કલહમાં ઇંગ્રેજોએ ફતેસિંહરાવનો પક્ષ લીધો અને સિંધિયા, હોલકર, અને પ્રધાનપક્ષ ગોવિંદરાવની મદદે ગયા. આવીરીતે ગુજરાતમાં લઢાઇ શરૂ થઇ. આવા કડાકડીને સમયે પ્રધાન અને સીંધિયા વચ્ચે અણબનાવ હતો પણ સદ્‌ભાગ્યે બેઉ વચ્ચે સમાધાન થઇ સીંધિયાએ ગોડાર્ડની સામે ગુજરાતમાં લડવા કબુલ કર્યું. ગાયકવાડ અને ઇંગ્રેજોના સંયુક્ત સૈન્યે ડભોઇ અને અમદાવાદનો કબ્જો લીધો. સીંધિયા આવી પહોંચવાથી ગોડાર્ડે તેનીપર હલ્લો કર્યો. સખત લઢાઇ થઇ અને સીંધિયા હાર્યો. પણ તેણે પોતાના સૈન્યને છુટી ટુકડીઓમાં વિખેરી નાખી અને ઇગ્રજોપર વારંવાર હલ્લા કરી તેમને હેરાન કરવા લાગ્યો. એ જ વર્ષે કેપ્ટન પોપ્હેમે લાહર નગર અને ગ્વાલીઅર સર કર્યાં.

આવી રીતે ઇ. સ. ૧૭૮૧ સુધી લઢાઇ લંબાઇ. અને ઉભયપક્ષની વારંવાર હારજીત થયા પછી અન્તે ઇંગ્રેજોને ૧૭૮૨ માં સાલબાઈ આગળ સલાહ કરવી પડી. આ સંધિમાં ઇં-

ગ્રેજોએ પેશ્વા તરીકે કબુલ કરેલા રાઘોબાને વર્ષાસન આપી તેના સર્વ હક્ક દૂર કરવા, ઇંગ્રેજોએ પૂરંધરના તહ પછી લીધેલો બધો મૂલક મરાઠાઓને પાછો સોંપી દેવો, અને ઘારાપુરી સાલ્સેટ અને એકાદબે બીજા નહાના ટાપુ ઇંગ્રેજોએ સ્વાધિન રાખવા તેમ જ ઇંગ્રેજોએ વારગાંમમાં કબુલ કર્યાં પ્રમાણે સિંધિયાને ભરૂચ આપવું વગેરે સરતો હતી.

આ તરફ જુન્નરમાં માધુસિંહ, રામદાસના ખેતરમાં પંતોજીને નામે સોયરાના ખોળે લીધેલા પુત્ર તરીકે ઉછરતો હતો. તેના બાળ સ્નેહિઓ તેમ જ રામદાસના પુત્રો પણ તેને પોતાના જેવો જ મરાઠો સમજતા હતા. પ્રિય વાંચનાર આપણે પણ આપણા નાયક માધુસિંહને હવેથી પંતોજીને નામે જ ઓળખીશું

પંતોજી ઘણો હોશિયાર ચાલાક છોકરો હતો. તેમ જ સોયરાના શિક્ષણ અને સૂચનાઓને બરોબર માન આપી તે પ્રમાણે વર્તતો. સોયરા ખાનગીમાં તેના દેશની મારવાડી ભાષાનું જ્ઞાન આપતી, તેમ જ મરાઠી ભાષા પણ શીખવતી. તે છ વર્ષનો થયો ત્યારે ઉભય ભાષાઓ સેહેલાઇથી બોલી શકતો. તે ઘણો જ મજબુત અને નિરોગી હતો. હવે તેને એક મરાઠી શાળામાં શિક્ષણ લેવા મોકલવામાં આવ્યો.

એમ કરતાં કરતાં બીજાં છ વર્ષ વીત્યાં ને પંતોજી બારેક વર્ષનો થયો. આ વખતે સોયરાએ તેના રજપુત કુળસંબંધી તથા તેના બાળપણામાં પોતે તેની દાઇ હોવા વિશે તેમ જ તેના માતા પિતા ઉપર આવી પડેલી આફ્ત વખતે પોતે તેનું કેવી રીતે રક્ષણ કર્યું વિગેરે સર્વ હકીકતથી તેને માહીત કર્યો. અને તેને પોતે જે બીજી ભાષા શીખવતી હતી તે તેના દેશમાં બોલાતી મારવાડી ભાષા હતી વિગેરે સર્વ ખુલાસો કર્યો. આ ખબરથી પંતોજીને ઘણું જ લાગી આવ્યું. તેના નેત્રમાં અશ્રુ ભરાયાં. તેને અત્યારસુધી સ્વપ્ને પણ ખ્યાલ નહોતો આવ્યો કે તે પોતાની આસપાસના લોકોથી જુદી જ્ઞાતિનો હતો. તે એટલું જાણતો હતો કે પોતે પોતાની ઉમરના બીજા છોકરાઓ કરતાં વધારે જોરાવર હતો તેમ જ દરેક મરદાની રમતોમાં તેમની સરદારી લેતો. અત્યાર સુધી સર્વ રમતોમાં પોતાની સરસાઇ થતી જોવામાં એક સાધારણ બનાવ માનતો. પરન્તુ ઉપરના ખુલાસાથી હવે તેને માલમ પડ્યું કે જે રજપુતોને તેમના સ્વદેશાભિમાન તથા શુરવીરપણા માટે આખું હિંદ માન આપેછે, તેમાંનો પોતે એક છે; તેથી તેને અતિશય સંતોષ થયો. પરન્તુ તેની સાથે જેણે તેને ઉછેરી મ્હોટો કર્યો, જેણે તેને પુત્રવત ગણી શિક્ષણ આપ્યું, જેણે આટલો બધો સ્નેહ પોતાપર રાખ્યો—તેનાથી છુટા પડી પોતાના દેશમાં જવું પડશે, એ વિચાર ઉદ્દ્ભવથતાં જ તે ઘણો ખીન્ન થયો અને બોલી ઉઠયો કેઃ—

"મા, મા જો તું મ્હારી સાથે નહી આવે તો હું કોઇ પણ દિવસ રજપૂત થઇશ નહિ. ત્હેં મ્હારી જીદંગી બચાવી છે ને તું જ મ્હારી ખરી જનેતા છે. ત્હારાથી વિખુટા પડી જે રજપૂતોને હું ઓળખતો નથી અથવા જેની રીતભાતથી હું કેવળ અજ્ઞાત છું. તેમને મળવા હું શું કરવા જાઉં? બસ, હું તો કદી પણ જઇશ નહિ!"

"તું કહેછે તે ખરૂં છે એમાં ત્હારો દોષ નથી. પંતોજી—હું તને ત્હાર ખરા નામ માધુસિંહથી બોલાવીશ નહિ; પણ પંતોજીના નામે બોલાવીશ. કારણ જે નામ મ્હોંએ ચડયું હોય છે તે જ નામ પારકા માણસ આગળ બોલાઇ જવાય છે. ત્હારૂં જીવન ત્હારા જ લોકોના સહવાસમાં ગાળવું જોઇએ. તેઓ મહાન વીર નરો છે. તેઓ પાસેથી ત્હારે ઘણું શીખવાનું છે. તેઓ હ-

મેશ મ્હારા તરફ ઘણી મમતા બતાવતા હતા. તેઓ ઘણા ઉદાર અને નીખાલસ મનના ઉમરાવ છે. તું પણ તેઓમાંહેનો એક છે એ વિચારથી ત્હારે મગરૂર થવું જોઇએ. આ જગ્યા શીવાય બીજું કોઈ સ્થળ ત્હારા જોવામાં આવ્યું નથી તેથી આ દેશ તજવા ત્હારૂં મન માને નહી એ બનવાજોગ છે, છતાં તું રજપૂત હોવાનું અભિમાન રાખીશ જ એમાં નવાઇ નથી."

બાધુસિંહ જે ઘણો હીમ્મતવાન ને તરવરીયો હતો ને જેને સુસ્ત, નિરૂદ્યોગી બેશી રહેવું ગમતું જ નહોતું તે આ સર્વ હકીકત સાંભળવા પછી રમત ગમતમાં મિત્રોસાથે અગાઉ કરતાં ઓછો વખત ગાળવા લાગ્યો; ને કલાકોના કલાકો સુધી ઝાડીમાં એકાન્ત શોધી, બેસી પોતાની આ ભરમવાલી આશ્ચર્ય ઉપજાવે એવી સ્થિતિઉપર અનેક વિચાર કર્યા કરતો. આ કારણથી તેની મુખમુદ્રા ચિંતાતુર દેખાવા લાગી.

સોમરાને આ ફેરફાર તથા તેનું કારણ પરખી કાઢતાં વાર લાગી નહી; ને તરત જ તેને એકાન્ત બોલાવી શીખામણ આપી:—"પંતોજી, મ્હારા કહેવાથી ત્હારા મનઉપર આવી ખરાબ અસર થશે એમ મને જો પ્હેલેથી ખબર હત તો તને હું કાંઈ પણ હકીકત કહેત જ નહી. હવે મને એમ થાય છે કે મ્હેં તને શું કરવા વાત કરી? ત્હારે ત્હારા સોબતી, ગોઠીયાઓથી છુટા ફરવું, તેમ તેમની સાથે રમત ગમતમાં ભાગ ન લેવો એવો હેતુ મ્હારી વાતનો નહોતો; ત્હારે તેમની સાથે રમત ગમત તો ચાલુ જ રાખવી, એમ નહી કરે ને આપ્રમાણે બેસી રહીશ તો વાત ચર્ચાશે, ત્હારા મિત્રો એમ ધારશે કે ત્હારાપર કોઇએ જાદુ ટોણો કર્યોછે તેથી તું આમ કરેછે; ને પરિણામ એ થશે કે તેઓ ત્હારો ત્યાગ કરશે. હું તને ત્હારા પિતા જેવો વીર લડવઇઓ થયેલો જોવા તથા હથીયાર વાપરવામાં કુશળ જોવા ઇચ્છુ છું. માટે ઉઠ ને આ ત્હારી ઉદાસી છોડી દે ને પ્રથમની માફક ચંચલ થા. હું કાંઈ તને હાલનેહાલ રજપૂતમાં ભેળવવા માગતી નથી. એ તો જ્યારે તું પુખ્તવયે પહોચ્યા પછી બહાદુરીનાં કામ કરી યશ મેળવી રણવીર પિતાજેવી કીર્ત્તિ સંપાદન કરીશ ત્યારે જવા માટે ભલામણ કરૂં છું. હજી તેને પણ બીજાં દસ પંદર વર્ષ જોઈએ. તું આમ હથીયાર વાપરવામાં કુશળ થયો કે તરત જ સરફોજીએ તને સિંધિયા સરકારની નોકરીમાં પોતાની સાથે રાખવાને મને વચન આપ્યું છે.

સિંધિયા સરકારની દરબારમાં ત્હારે ઘણું શીખવાનું છે. દુનીયાદારીનું પણ થોડું ઘણું જ્ઞાન થશે. બાકી અંહી રહી તું બીજા ખેડુતના છોકરા ભેગો ઉછરી મ્હોટો થઈશ ને પછી ત્હારા દેશમાં જઇશ ત્યારે ત્હારા દેશી ભાઇઓના મનઉપર સારી અસર થશે નહી. ત્હારે તો એક લડવઈઆની માફક ઉછરવાનું છે. ભાઈ સરફોજી હથીયાર વાપરવાના જ્ઞાનમાં એક્કો છે તેણે તને તે શીખવવાનું માથે લીધું છે. તેમ એના જેવો બીજો કોઈપણ સારો ગુરૂ તને મળશે નહી એમ મ્હારૂં ધારવું છે માટે ત્હારા શરીરને દરેકરીતે વ્યાયામથી કેળવી મજબુત બનાવ ને તે પ્રમાણે અન્ય શુરવીરો માફક ચાલાક ને હુશીયાર તું થા ને તેમના લાયકનાં કામો કર—એ જોવા મ્હારૂં મન તલ્પી રહ્યું છે.

"હવેથી હું એ પ્રમાણે કરીશ" પંતોજીએ ઉત્તર આપ્યો. "મા" મ્હારે માટે ફરીથી આવી ફરીયાદ ત્હારે નહી કરવી પડે. માતા! આજ દિવસ સુધી રમત ગમતને ખાતર જ અને દોડવામાં સર્વ કરતાં મજબુત અને શ્રેષ્ઠ છું એમ દેખાડવા મહેનત કરતો હતો. પણ હવેથી—આજથી વ્યાયામ કરવાની મ્હારી એક જ ધારણા છે કે જેથી મ્હારા પિતા જેવો જ વીર થઉં."

તે દિવસથી પંતોજીએ તરહેતરહેની કસરતોમાં ધ્યાન આપવા માંડયું. જ્યારે જ્યારે સરફોજી જુન્નર આવતો ત્યારે ત્યારે તેની પાસેથી તથા વૃધ્ધ અનુભવી સીપાઈઓ પાસેથી તરવારના પટા તથા ખંજર વાપરતાં, તીર મારતાં, મામાએ આપેલી બંદુકથી નેમ લેતાં તેમ ભાલો વાપરવાની કળા વિગરે શીખવામાં ઉત્સાહી રહેતો. પ્રતિદિવસ તે પ્હોફાટતાં જ ઉઠતો ને મ્હોટા જંગી પથ્થરો ઉપાડી ફેંકતો અને માઇલોના માઇલો ચાલી શરીરને મજબુત કરતો.

આવી રીતે ઉછરતાં પંતોજી સોળ વર્ષની ઉંમરનો થયો. સરફોજીએ એક કેળવાયળા વૃધ્ધ સીપાઈના હાથમાં તેને સોંપ્યો. તેના હાથ નીચે દરેક જાતનાં હથીયાર વાપરવામાં તેણે બરોબર તાલીમ લીધી. અને રામદાસના પુત્રો કરતાં તે વધારે મજબુત અને હુશીયાર ગણાવા લાગ્યો. હળવે હળવે તે એક નિપુણ શીકારી સાથે જવા લાગ્યો ને થોડા સમયમાં તેની તીક્ષ્ણ બુદ્ધિથી શીકાર કરવામાં પણ પ્રવિણ થયો આ છોકરાની હીંમત તથા તેનું કદાવર શરીર જોઈ વૃધ્ધ શિકારી ઘણો પ્રસન્ન થયો; અને ઉલટથી ડુંગરાઓમાં જ્યારે જ્યારે શિકારે જતો ત્યારે ત્યારે પંતોજીને સાથે લઈ જતો. હવે તે રાનીડુક્કર, રીંછ, સાબર તથા વાઘનો શીકાર કરતાં શીખ્યો. આ શીકારી સાથે બરોબર એક વર્ષ સુધી તેણે જવાનું જારી રાખ્યું. કોઈ કોઈ વાર તો તેઓ માત્ર ચામડાની કીમત માટે જ શીકારે જતા, તેમ કોઈ વેળા ગામડાના લોકોને હેરાન કરતા પશુઓના નાશ કરવાને શીકારે જતા. તેની અડગ ધીરજ, ચપળતા તથા હુશીયારી, જોઇ તે વૃધ્ધ શીકારી તેની કુશળતાનાં લોકમાં છુટથી વખાણ કરવા લાગ્યો; અને થોડા સમયમાં એક અથંગ શીકારી તરીકે જુન્નર તથા તેની આસપાસનાં ગામડાઓમાં તેની ખ્યાતી થવા લાગી. એના ખભાઓની પ્હોળાઇ તથા એના શરીરના બાંધાની મજબુતાઇથી લોકો એમ ધારતા કે મ્હોટા થતાં તે એક મહાન્ યોધ્ધો થશે. અને પેશ્વા, સિંધિયા કે હોલકરની સેનામાં રહી મુખ્ય સરદારની પદવિ મેળવવા ભાગ્યશાલી થશે–સરફોજી દરરોજ ઘણા જ સંતોષથી એની સંવૃધ્ધિ જોયા કરતો હતો, અને પોતાની કરેલી મેહનતને તે સફળ કરશે એ વિચારથી આનંદ પામતો.

પ્રથમ પ્રકરણમાં પંતોજીના પુખ્તઉમરે પહોચવાથી સરફોજી, પેશ્વાના સૈન્યમાં દાખલ કરવાને તેને પોતાની સાથે પુને લઇ ગયો એ વાત વાંચનાર તને જો વિસ્મરણ થઈ હોય તો તે તાજી કરી નીચલા પ્રકરણમાં વર્ણોજા.

---

## પ્રકરણ ૩ જું.

### માધવરાવ પેશવાની મુલાકત.




રફોજીએ પુને આવ્યા પછી બીજે દિવસે સવારે દરબારમાં જવાનો પોષાક પહેરી પેશ્વાની મુલાકતને વાસ્તે પંતોજીસાથે પ્રથમ નાનાફડનવીસની કચેરી તરફનો રસ્તો લીધો. ત્યાં તેઓ વગર અટકાવે દાખલ થયા.

આ વખતે નાનો અરજદારોની અરજીઓનો નીકાલ કરતો હતો, એટલે સરફોજી પણ એક અરજદાર તરીકે સર્વની પાછળ ઉભો. ક્રમવાર અરજીઓનો નીકાલ થતાં થતાં અંતે સરફોજીનો વારો આવ્યો. નાનાની તેનાપર દૃષ્ટિ પડતાં તેને ઓળખ્યો અને તેની બહાદુરી અને વિશ્વાસપાત્ર કામોની માહીતી હોવાથી એકસ્વજન માફક તેના નમનને સ્વીકારી ડોકુ હલાવી હસીને પુછ્યું.—"બોલો, સરફોજી! તમારે વલી શાની અરજ છે?"

સરફોજી હાથ જોડી બોલ્યો. "મહારાજ ! આપનો મ્હારાપર અધિક પ્રેમ છે તો મ્હારે અ-રજ શાની હોય ! માત્ર મ્હારા કુટુમ્બમાંથી એક સગાને આપની સેવામાં રાખવા લાવ્યોછું. તે યુવાન છે તોપણ એક ઘણો જ બહાદુર નર છે બાહુબળમાં પણ એક્કો છે. હથીયાર વાપરવાનું શિક્ષણ તેણે ખુદ મ્હારી પાસેથી મેળવ્યું છે, તેમ ઉત્સાહી હોવાથી અનુભવીઓના સહવાસથી તેમાં કુશળતા મેળવી છે. છેલ્લા ત્રણ ચાર વર્ષથી તે એક બહાદુર શીકારી તરીકે પ્રખ્યાતી પા-મ્યો છે, તેમ રાની પશુઓનો વધ કરી અનેક ગામડાંનું રક્ષણ કર્યું છે. આખા જુન્નર પ્રગણામાં તો તેને શીકારીના નામે જ બોલાવે છે. બંદુકની નેમ લેવામાં પણ તે કાબેલ છે. જુન્નરના લોકો તેને અહીં લાવવા માટે ઘણા જ દીલગીર થયા હતા. પરન્તુ તેની સર્વ બાબતમાં આવી નિપુ-ણતા જોઇ તથા લશ્કરમાં જોડાવાને ઉમર લાયક થયેલો ધારી એને આપની સેવામાં મ્હે રજુ કર્યો છે. અને જરૂર તે એક લડવઇયા તરીકે માનપદ મેળવશે એવી મ્હારી સંપૂર્ણ ખાત્રી છે."

નાના. "આપણે બે, એકવખત જે છોકરા વિષે વાત કરતા હતા તે આ જ હશે નહી વારૂ ?" પંતોજી તરફ જોતાં પુછ્યું.

સરફોજી "હા એ જ"

"એની ઉમર શું છે ?"

"મહારાજ વીસ એકવીસ વર્ષની-પણ જુઓ તો ખરા એના શરીરનો બાંધો કેવો મજ-બૂત છે ? ન્હાનપણથી જ તેને વ્યાયામ કરવાનો તેમ શારીરિક કેળવણીની બહાદુરીવાળી રમત ગમતનો શોખ હતો.

"હા ખરૂ છે. તમે કહોછો તેમાં અતિશયોક્તિ નથી. કારણ તેનો ભવ્ય ચ્હેરો તથા તેનું અંગ તમારી સર્વ વિગતને ટેકો આપેછે. ઠીક છે. મ્હારો એને પેશ્વાસરકારની સેવામાં નોકરી આપવા વિચાર છે," પંતોજી ! તને પસંદ પડશે કે ?

"સરકાર જેવો આપનો હુકમ" પંતોજીએ વિનયથી ઉત્તર આપ્યો.

"અમલદાર તરીકે નોકરી કરવા ત્હારી ઉમર હજુ ન્હાની છે માટે હાલમાં તુ સરફોજીની ટુકડીમાં રહે. દરમીયાન તને પેશ્વાસરકારની નોકરીમાં કઇ જગ્યાએ નીમવો તે હું વિચારી રાખીશ."

નાનાફડનવીસનો ઉપકાર માનતા મામા ભાણેજ નીચા વલી નમન કરી કચેરીમાંથી બહાર આવ્યા.

પ્રધાનનો મેહેલ છોડી બ્હાર નીકળતાં સરફોજીએ કહ્યું:—"શરૂઆત સારી થઇ છે, પંતોજી ! નાનાફડનવીસ તને જોઈ પ્રસન્ન થયો લાગેછે. અને હું ધારૂછું તેમ તે પોતાનુ બોલ્યું પાળશે. પણ હાલમાં આ સ્થળે સ્વામીની સેવા કરવામાં અતિશય જોખમ રહેલું છે તે લક્ષ્યમાં રાખવા જેવું છે. તેમાં ખાસ કરીને આ નાનાની-એ નર ઘણો ચતુર અને બાહોશ છે તેમ દીર્ઘદષ્ટિ-વાળો છે હમેશાં તેની ચારે તરફ નજર ફરતી રહેછે. તેના શત્રુઓ પણ તેના જેવા જ કુશળ છે. તેના માર્ગમાં સિંધિયા સરકારનો લોભ એક આડખીલીરૂપે છે, આવો બળવાન શત્રુ તેની સામે ઝઝુમી રહેલો છે એટલે નોકરી ઘણી સાવચેતીથી કરવી, જેથી જોખમના ભયમાં સપ-ડાવું પડે નહી.

થોડા દિવસ પછી પ્રધાન સમક્ષ હાજર થવાનો પંતોજીપર હુકમ આવ્યો. હુકમપ્રમાણે પંતોજી હાજર થયો. પરન્તુ કચેરીના અમલદારે કચેરીમાં ન જતાં નાનો 'તેમને ખાનગી ઓ-રડામાં મળવા માગેછે એમ કહી તેને ખાનગી મસલત કરવાના ઓરડામાં લઈ જઇ બે-સાડયો. થોડી વારમાં નાનો ત્યાં આવી પહોચતાં પંતોજી નીચો નમી સલામ કરી ઉભો રહ્યો.

# સંધ્યા અથવા મરાઠા રાજ્યનો સૂર્યાસ્ત.

( ગયા વર્ષના પૃષ્ઠ ૨૩૦ નું અનુસંધાન. )

"પંતોજી ત્હારી પ્રકૃતિ તો ઠીક રહે છે ના?" "હાજી" પંતોજીએ ઉત્તર આપ્યો "ત્હારા ચ્હેરાપરથી, પંતોજી! હું ધારૂં છું કે ત્હારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવામાં કાંઇપણ હરકત દેખાતી નથી. તેમ મ્હારા વિશ્વાસુ નોકર સરફોજીએ ત્હારે વાસ્તે સારી ભલામણ કરી છે તેથી મને ત્હારાપર વિશ્વાસ મુકવાને વિચાર કરવો પડે તેમ નથી. આથી તને ખુદ પેશ્વા સરકારની હજુરમાં રાખવા નિશ્ચય કર્યો છે. કઇ પદવિ તને આપવી એ ત્હારી ચાલાકી અને હજુરની પ્રસન્નતા ઉપર આધાર રાખેછે. તું એક સારા કુટમ્બનો ને વિશ્વાસનીય પુરૂષ છે એવી રીતની હું તો ભલામણ કરીશ. ફળ આપ્યા પછી તેને કેવી રીતે કેળવીને ખાવું એ ગ્રાહકની બુદ્ધિ અને ચાતુરી ઉપર અવલમ્બી રહેછે. પેશ્વા સરકાર ત્હારી નોકરીથી પ્રસન્ન રહે એ પણ એક મનુષ્યની કૃતિ છે. તું અને તે ઉભય લગભગ સમાન વયના જ છો, એટલે કાંઈ હરકત આવે તેમ નથી. તેમ જ તે ઘણો દયાળુ, સુશીલ ને સ્નેહભાવ રાખવાવાળો છે. તને પણ સર્વ રીતે સુખ મળવામાં ન્યૂનતા નહી રહે. તે ભોળો યુવાન નર છે જેથી દુષ્ટ, નીચ સલાહકારોથી તેને દૂર રાખવાને મ્હારે અતિશય કાળજી રાખવી પડેછે. કારણ તેના ભોળા સ્વભાવને લીધે દુર્બુદ્ધિવાળા ખરાબ સલાહકારોની સંગતીથી દુષ્ટ વાસનાનો પ્રવેશ તેનામાં થવા પામ્યો તો રાજ્યને હાનીકર્તા થઈ પડે. એ મતલબથી મ્હારે ઘણી સાવચેતી રાખવી પડેછે. રાજ્યની આબાદીવાસ્તે હું તેને હમેશાં મ્હારા વિશ્વાસુ મંડળથી વિંટળાયલો જોવા ઇંતેજાર છું; કે જેથી કોઈ દગાખોર તેના મનઉપર માઠી અસર કરવા ફતેહ પામે નહીં અને તેથી જ મ્હે તેની આસપાસ સારા વિશ્વાસુ અમલદારો રાખ્યા છે પણ તેઓ સર્વ વયોવૃદ્ધ હોવાથી તેમની જોડે ખુલાસાથી વાત કરતાં ઓસંગાય છે ને મન જોઇએ તેવું આનંદમાં રહેવું નથી. ન્હાની વયને લીધે રાજકાજનો અનુભવ ઓછો તેથી રાજ્યની લગામ જેના હાથમાં છે તેના હાથમાં રહેવા દેવી એમાં જ રાજ્યનું હીત સમાયલું છે.

સિંધિયા કાંઈપણ ગફલતીનો પહેલવ્હેલો લાભ લેવા ચુકે તેમ નથી. રાજ્યની અવ્યવસ્થા જોવા તેનું મન ઘણું તલ્પી રહ્યું છે. ને 'પોલું દેખે ત્યાં પેશી જવું.' એ કહેવતનો ઉપયોગ તે બરોબર કરી શકે એવો છે તેમ અન્ય મરાઠા રાજાઓમાં તે એક જબરો મુસદ્દી પેચવાળો છે. તેના તાબામાં ઘણો મુલક છે, દિલ્હીનો બાદશાહ તેના પંજામાં દબાયલો છે. તેમ જ લડાઈ વખતે એક લાખ ઘોડેસ્વાર સૈન્ય એકઠું કરી શકે તેવો છે. ને તેના તાબામાં ફ્રેન્ચરાજ્યની લશ્કરી પદ્ધતિપ્રમાણે ફ્રેંચ અમલદારોથી શિક્ષણ પામેલી ડી બોઇનની સરદારી હેઠળ સોળ ટુકડીઓ ઉપરાંત મ્હોટું પાયદળ સૈન્ય છે. દૌલતરાવ સિંધિઆ પણ વીસ વર્ષની વયનો છે અને તેના સ્વભાવની હજુ આપણને જોઇએ તેવી ખબર મળી નથી. તેના રાજતંત્રનો સુત્રધાર ખરેખરો તેનો કાકો છે જેથી તેને પગલે ચાલવાનું તે શીખે એ બનવાજોગ છે. માટે આપણે તેનાથી ચેતીને ચાલવાનું છે. કહ્યું છે કે, "ચેતતો નર સદા સુખી" પેશ્વા પાસે તને રાખવાનો મ્હારો મુખ્ય હેતુ એ છે કે તે હજુ બરોબર પુખ્ત ઉમરનો થાય ત્યાંસુધી કોઈની કપટજાળમાં ફસાઈ ન પડે તેની સંભાળ રાખવી અને મને ચેતવતા રહેવું. ચાલો હવે આપણે પેશ્વા સરકારપાસ જઇએ ત્યાં હું ત્હારાવાસ્તે સૂચના કરૂંછું.

કેટલાક અમલદારો તથા રીસાલો સાથે લઈ. આ રાજનયદક્ષ પ્રધાન પંતોજીને લઈ પેશ્વાના મેહેલ તરફ ચાલ્યો. સર્વે મંડલને મુખ્ય કચેરીમાં મુકી એકલો પ્રધાન પેશ્વાના એકાંત આવાસમાં સીધાવ્યો. થોડીવાર પછી એક અમલદાર આવી પંતોજીને પ્રધાન પેશ્વા જ્યાં એકાંત કરતા હતા ત્યાં લઈ ગયો. પંતોજીએ રીવાજ મુજબ જમીન સુધી નીચા વલી સલામપર સલામ કરી.

"સરકાર, જે યુવાનવિષે મ્હેં આપને વાત કરી હતી તે આ પંતોજી" નાનાએ પંતોજી તરફ પોતાની આંગલી કરી કહ્યું "એ હથીયાર વાપરવામાં કુશળ છે. ઘણા વ્યાઘ્રાદિ રાની પશુઓનો શીકાર કરેલો છે. વિશ્વાસ રાખવા લાયક માણસ છે. આપ મ્હને અનેક વાર કહેતા કે કોઈ સમોવડીયો હોય તો તેના સહવાસથી આપના આનંદમાં વધારો થાય. તેથી મ્હે આપને સારૂ આ યુવાન અમલદાર શોધી કાઢયો છે અને તે આપને રૂચીકર થશે એવી ઉમેદ રાખું છું. આપ એનાપર નિઃસંદેહ વિશ્વાસ રાખજો."

"નાના, તમારો હું ઘણો જ ઉપકાર માનું છે. મને આવા યુવાનની ખોટ હતી ને તે તમે પુરી કરી છે. ઘણી વખત આવા સોબતીની મને જરૂર પડે છે. તે વખત મ્હારૂં મન મુંઝાય છે. હવે તેવો પ્રસંગ નહીં આવે એમ હું ધારૂં છું. આ યુવાનનો ચ્હેરો તેની લાયકાત દેખાડી આપે છે. વારૂ, આપણે એને કયો ઓધ્ધો આપીશું? તમે શું ધારો છો?"

"શીકારી તરીકે તેણે સારી નામના કાઢેલી છે જેથી એને શીકાર ખાતાનો ઉપરી અધિકારી નીમીશું." નાનાએ જવાબ વાળ્યો.

"પણ હું કોઈ દિવસ શીકારે જતો નથી તેનું કેમ?"

"તે વાત સત્ય, પરન્તુ જ્યારે જ્યારે આપને રાજકાર્યની પ્રવૃત્તિ ન હોય ત્યારે અનુકૂળ વખતે આપ શીકાર કરવાનું ચાલુ રાખો તો એ ઉત્તમ વસ્તુ છે" નાનાએ કહ્યું "હાલમાં જ તેનો પ્રારંભ કરો તો શો વાંધો છે? ખાસ સરકારી જંગલો શીકાર વાસ્તે જ રાખેલાં છે; તેમાં શીકાર પુષ્કળ મળશે."

"વારૂ એ પણ, ઠીક છે" પેશ્વાએ કહ્યું "બાકી ખરૂં જોતાં જ્યાંસુધી રાજ્યની રૈયતને હેરાન ન કરે ત્યાંસુધી તેવા નિરપરાધિ જાનવરને મારવા હું મ્હાતો નથી. પણ આપણા સરકારી જંગલોના રખેવાળો ઉપર હુકમ કરનાર કોઇ જોઇએ. પંતોજી તમને અમ્હારા ખાનગી ખાતામાં અંગરક્ષકની સરદારી આપીએ છીએ એટલે હરહમેશ અત્રે આવવાનો હક રહેશે અને અમારી તહેનાતમાં ઘણોખરો વખત તમારે રહેવું પડશે. તેમ જ અમો શીકાર બાબતમાં તેમ જ બીજા કાર્યમાં જરૂર પડે તમારી સલાહ લઇશું. તમારે રહેવા વાસ્તે એક સ્થાયી નીરાળો ભાગ કહાડી આપીશું. પ્રધાનજી તમે એમના પગાર સબંધી નક્કી કરજો."

નાનો પંતોજીને આવી એકાએક ઊંચી પદવી ઉપર મુકશે તેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હોતો—તેમાં વળી ખુદ હજુરમાં–એ કાંઈ સાધારણ ન હોતું. આ પ્રસંગે તે યુવાનને નાનાએ કહ્યું "પંતોજી! તમે મ્હારે ઘેર જાઓ અને હું આવું ત્યાંસુધી મ્હારી રાહ જોતા બેસો." પંતોજીએ પેશ્વા અને તેના પ્રધાનને નીચા નમી સલામ કરી, રજા લીધી.

યુવાન પેશ્વાની સોબતમાં વારંવાર રહી શકું એવી પોતાને પદવી અપાવવાની નાનાની ખરી ધારણા પંતોજી બરોબર સમજતો હતો. તેનીસાથે તેના છુપા જાસુસ તરીકે પોતાને

રાખવાના તેના હેતુને કળી ગયો હતો. સિંધિયાના સર્વ દગા ફટકાવાળાં કૃત્યો ખુલ્લાં કરવા શીવાય બીજા કાંઈપણ કાર્યમાં જાસુસ તરીકે ન વર્તવાનું તેણે મનમાં નક્કી કર્યું હતું. સિંધિયાની બાબતમાં નાનાને દરેક બાતમીથી વાકેફ રાખવો એ એક પોતાની ફરજ તથા પ્રજાની સેવા સમજતો હતો. તેમ આટલા વખતમાં ત્યાં શું શું બનાવો બનતા હતા તેવિષે તે ઘણોખરો માહીતગાર થયો હતો.

રામદાસ તથા બીજા જાણીતા સાધારણ લોકો નાનાફડનવીસને રક્ષક પિતા તરીકે ગણતા હતા. તેની અકલહુશીયારીથી તથા ચતુરાઈથી સિંધિયાની દરેકે દરેક યોજના ધુળ મળી જતી. અને રૈયતનું રક્ષણ થતું હતું. કારણ દક્ષિણના ખેડુતો સિંધિયાની સર્વોપરી સત્તા તળે રહેવા ખુશી નહોતા, અને તેવા પ્રસંગને એક આફતરૂપ ગણતા. સિંધિયાએ ઘણું મ્હોટું સૈન્ય રાખવાથી તેના દેશમાં ખર્ચનો બોજો પ્રજાઉપર અતિશય પડતો, ને ખર્ચ પુરૂં થવાને ખેડુતો પાસેથી કર ઉઘરાવનારા અસાધારણ કર લેતા, અને તેથી પ્રજા સિંધિયાથી અસંતુષ્ટ રહેતી. આ સર્વ સમાચાર જાણનાર પંતોજી નાનાને દરેક રાજકીય કાર્યમાં મદદ આપવા તૈયાર હતો. નાનાને સિંધિયા શીવાય બીજા ઘણા શત્રુઓ હતા, એ પંતોજીની દૃષ્ટિ બ્હાર નહોતું. તેમાં પેશ્વાના મુલકમાંના ન્હાના ન્હાના જાગીરદારો, સરદારો, રાજાઓ પણ તેના શત્રુ હતા. કારણ તેઓ પોતાની સત્તા વધારવાના લોભપર તેને અંકુશ તરીકે ધારતા હતા. અને ગમે તે પ્રકારે નાનાની સત્તા નાશ થાય તેવા કાવાદાવા તેઓ રચતા હતા. પ્રસંગ એવો બારીક હતો કે નાનાને પંતોજી જેવા માણુસની ખાસ જરૂર હતી ને તેવું ઉપયોગીપણું બતાવવાને પંતોજી પોતાને કૃતાર્થ માનતો. બીજી તરફ માયાળુ અને સુશીલ યુવાન પેશ્વા માધવરાવને જોઈ પંતોજી ઘણો જ પ્રસન્ન થયો; નાનાના હિતને માટે પોતાથી બનતું કરવાની પોતાની ફરજ સમજી, તેમ પેશ્વા વિરૂદ્ધ નાનાને એકપણ ખબર ન આપવાનો મનમાં ઠરાવ કર્યો. આવી રીતે પોતાના ભવિષ્ય વિષે અનેક સંકલ્પ વિકલ્પ કરતો પ્રધાનના મહેલમાં તેના ખાનગી ઓરડામાં બેઠો હતો. એટલામાં પ્રધાન આવી પહોચ્યો. અને વિનયસહ સલામ કરી પ્રધાન જોડે વાતમાં પડ્યો.

પ્રધાને કહ્યું "પેશ્વા સરકારની તહેનાતમાં રહેનારને અમલદારને યોગ્ય, પોશાક ખરીદવાને આ પાંચસો રૂપીઆની થેલી લે, ત્હારો મુસારો દર મહીને બસો રૂપીઆનો નક્કી થયો છે. સરકારી જંગલોમાં અને શિકાર માટે રાખેલા સરકારી રાનોના રક્ષકોપર, તને તેમનો ઉપરી માનવા તથા દરેક રીતે વાકેફ કરવા રાજહુકમ નીકળી ચુકયો છે. તેમ રહેવા માટે રાજમહેલમાં જુદો ખંડ કાઢી આપવા, અને બે નોકરો રાખવાની વ્યવસ્થા કરવા રાજગૃહાધિકારીને કહ્યું છે. તને ત્યાં રાખવાનો મ્હારો મૂળ ઉદ્દેશ તું સારી રીતે જાણે છે. મ્હારી ખરી સૂચના તને એટલી જ છે કે સિંધિયાના હિતચિંતક માનીતા સરદારોની ટીપ તને આપવામાં આવશે, તેમાંથી કોઈપણ પેશ્વાપર પોતાનું અધિષ્ઠિતપણું મેળવવા પ્રયત્ન કરે તો મને તરત જ ચેતવવો. સૂચવવાનું કારણ માત્ર એટલું જ કે પેશ્વા તદ્દન ભોળો છે, તેથી અવળે રસ્તે દોરવાઈ, આવા સલાહકારોનો ભોગ થઈ પડે, ને રાજ્યને માથે ભય આવવાનો સંભવ થાય. આથી તેનું રક્ષણ કરવાનું છે બીજું કાંઇ નથી."

પંતોજી કરસંપુટ કરી બોલ્યો "હજુર ! આપે મ્હારા ઉપર આ બાબતમાં પૂર્ણ વિશ્વાસ રાખવો. સિંધિયાને રાજ્યની સલાહશાંતિના શત્રુ તરીકે ગણવાનું મને શીખવવામાં આવ્યું છે; અને આપ નામદારની દરેક આજ્ઞાઓ પાળવામાં મ્હારાથી બનતી ચપળતાઈ વાપરીશ." એમ

કહી નમન કરી પ્રધાનની રજા લઈ પંતોજી મ્હેલ બ્હાર નીકળી સર્કોજીને મળ્યો; અને સર્વ વૃત્તાંત અથઈતિ કહી સંભળાવ્યું.

"પંતોજી! ખરેખર ત્હારો જન્મ કોઈ શુભ ચોઘડીએ થયો છે;" સર્કોજી અત્યંત હર્ષમાં આવી બોલ્યો. "મ્હેં સ્વપ્ને પણ નહોતું જાણ્યું કે શ્રીમંત નાનાફડનવીસ તને પેશ્વા સરકારની હજુરમાં આવી રીતે દાખલ કરશે. હવે બહુ સારો માર્ગ ત્હારી ઉન્નતિ માટે ખુલ્લો થયો, પણ સાવધતાથી ચાલવાનું છે. જો સિંધિયાનો પૂર્વજ માત્ર એક જોડા ઉપાડનાર હતો અને તેમાંથી આવી મહાન્ અને માનનીય પદવીએ ચઢયો છે, તેવી જ રીતે જેઓ આવા રાજકીય કાર્યોમાં ભાગ લેઇ દરેક સંકટ અને ભયમાંથી હુશીયારીથી પોતાનું નાવ સહીસલામત બીજી પાર લઇ જાય છે, તેઓ આવી ઉચ્ચ પદવીએ ચઢવા ભાગ્યશાળી થાય છે; અને તેવો જ પ્રસંગ તને સદ્ભાગ્યે મળી આવ્યો છે, તો તેનો લાભ લેવા તું ચુકીશ નહી. હું ભવિષ્ય જોઉં છું કે તું પેશ્વાનો માનીતો થઈશ, પરન્તુ આ સર્વ પ્રતાપ નાનાનો છે માટે તેનાપર દૃઢ વિશ્વાસ રાખજે, એ વાત ભુલીશ નહી. દક્ષિણમાં સર્વોપરી સત્તા આજ ઘણાં વર્ષથી તે ભોગવે છે. પ્રજાનો પ્રેમ તેનાઉપર અતિશય છે; કારણ એના જેવી પદવીએ ચઢેલા બીજા સરદારો કરતાં રાજ્યની આબાદી અને પ્રજાના લાભ માટે નાનો પોતાની સત્તાનો બહુ સારો ઉપયોગ કરેછે. ટુંકામાં તેના આવા કાર્યથી નાનો લોકોનો પ્રાણ થઇ રહ્યો છે. હજુ પણ યુવાન પેશ્વા મસનદપર સલામત નથી; કેમકે રાઘોબાદાદાના અનુયાયીઓ હજી હયાત છે ને પ્રપંચો રચે છે; ને તેથી એવો ભય રહે છે કે તેઓ કોઈ દિવસ તેના પુત્રો બાજીરાવ, ચિમનાજીઆપા તેમ જ ખોળે લીધેલો પુત્ર અમૃતરાવ કે જેઓ આજ નાનાના બે અમલદારોના તાબામાં શીવનેરીના કીલ્લામાં કેદી છે, તેમને માટે બળવો ઉઠાવે.

આ યુવાન રાજકુંવરો તરફ લોકો દયાની લાગણીથી જુએ છે, અને છુટા થતાં રાજકુળમાં અંદર અંદરનો કલહ પુનઃ શરૂ ન થાય, એટલા માટે તેમને કેદ રાખવાનું જે લોકો અગત્યનું સમજે છે, તેઓ પણ દયાભાવથી તેમની તરફ જુએ છે. તેમાં વિશેષ કરીને બાજીરાવની ચાલચલગતથી એ લાગણી વધારે ઉશ્કેરાય છે. તે યુવાન ઘણો જ કાંતિવાન્ ને દેખાવડો છે. તે હાલ ઓગણીસ વર્ષનો છે, ને કુશળ ઘોડેસ્વાર હોઇ તીરથી નેમ લેવામાં એક્કો છે; પટા પણ સારી રીતે ફેરવી જાણે છે, બીજા અસ્ત્રશસ્ત્રમાં પણ હુશીયાર છે. આ બધા સંજોગો ધ્યાનમાં લેતાં તેને કેદ રાખવામાં જ લાભ છે. કારણ જો તે છુટો હોય તો લોકોની લાગણી તેની તરફ ખેંચાય અને નાનાના શત્રુઓ તેને તરત જ મળી જઇ રાજ્યકારભારમાં અનેક વિઘ્ન નાંખી આવા કુશળ પ્રધાનને દેશપાર કરે, એટલું જ નહી, પણ માધવરાવ પેશ્વાને તખ્તપરથી ઉઠાડી મુકે અને કદાચ પેશ્વાની જીંદગી જોખમમાં આવી પડે. આવાં કારણોને લીધે તેમને કેદમાં રાખવામાં નાનાનો કોઇપણ રીતે દોષ કાઢી શકાય તેમ નથી. ત્હારે પણ આવા બારીક સમયમાં સાવધતાથી રહેવાનું છે. ચાલો. હવે શહેરમાં જઇ ત્હારા લાયક કપડાં ખરીદીએ."

પંતોજીએ કહ્યું:—"મામા સાહેબ! આવી પદવી મેળવવા માટે ખરે જ હું પોતાને સદ્ભાગી સમજું છું, પરન્તુ હું તમારા હાથ નીચે રહી એક લડવઇઆ સીપાઈની નોકરી કરી લડાઈનું શિક્ષણ મેળવવાનું વધારે ચાહુંછું."

"એ બધું પાછળથી થઇ રહેશે. પેશ્વાનો વિશ્વાસુ અમલદાર થવાથી તને તરત જ લશ્કરી



सवाइ माधवराव पेशवे.

તેમ જ દીવાની, મુલકી સરદારી મળી શકશે અને લડાઇનો પ્રસંગ આવતાં એક સાધારણ ટુકડીની સરદારી લેવાની આશા રાખવા કરતાં તે વખતે તું એક મ્હોટો સરદાર થઈ રહેશે."

પંતોજી આશ્ચર્ય થતો બોલ્યો "મામા, આ શું હસવા જેવું નથી ? કે મ્હારી ખરી કીમ્મત જાણ્યા વગર મને આવી ઉચ્ચી જગ્યાએ મુકયો, અને તમે કે જેણે ઘણી લડાઇઓ લડી બહાદુરી મેળવી વિશ્વાસ મેળવ્યો છે, અને જેનાથી હું પેશ્વા દરબારમાં પ્રવેશ કરવા શક્તિવાન્ થયો છું, તે તો આવી ન્હાની ટુકડીના હજીસુધી નાયક છો."

"બેટા, ત્હારૂં ધારવું ખોટું નથી, પરન્તુ પ્રથમ તો મને મ્હારી આ જગ્યેથી સંતોષ છે, ને વધારે ઉંચી પદવીની ઇચ્છા નથી; ને બીજું અમારા જેવા, કાવાદાવામાં ન પડવા ઇચ્છનારને પેશ્વાની તહેનાતમાં પણ પરોક્ષ રહેવામાં લાભ છે. હું તો માત્ર સિપાઈ છું અને ફરમાવ્યા મુજબ મ્હારી ફર્જ અદા કરૂં. બાકી રાજ્યખટપટમાં પડવા મ્હારૂં મગજ નથી; ને એવી ખટપટોના જોખમમાં પડવા કરતાં લડાઈના જોખમમાં પડવું મ્હારા જેવાને પુરતું છે. તને આ પદવી મળી છે તે કાંઇ અયોગ્ય નથી. કારણ વ્યાયામ કરવાથી ત્હારૂં શરીર મજબુત છે. વાઘ, રીંછનો શીકાર કરી તેં શીકારી તરીકેની નામના મેળવી છે. વાંચવા લખવામાં પણ કુશળ છે, વળી અસ્ત્રશસ્ત્રમાં પણ નિપુણ હોવાથી લશ્કરની સરદારી મેળવવા લાયક છે." સરંફોજીએ હસતાં ઉત્તર વાળ્યો.

પંતોજીએ સરંફોજીનો અતિશય આભાર માન્યો, અને પોતાને આવી જગ્યા મળવા વાસ્તે તેનો વારંવાર ઉપકાર માનવા લાગ્યો. બીજે દિવસે પોશાક ખરીદ કરી મહેલમાં ગયો. ત્યાં રાજ્યગૃહાધિકારીના હાથ તળેનો એક અમલદાર તેને માટે નીમેલા ખંડમાં તેને લઇ ગયો અને બે નોકરો તેની પરિચર્યા વાસ્તે સેવામાં હાજર થયા.

---

## પ્રકરણ ૪ થું.

### માધવરાવ પેશ્વાનો સ્વર્ગવાસ.



પંતોજીના હાથમાં સુપુરત કરેલું કામ નજીવા જેવું હતું, સરકારી જંગલખાતાનો તેને ઉપરી નીમ્યો હતો. ઘણાં વર્ષો થયાં ત્યાં શીકાર ન થતો હોવાથી વાઘનો અતિશય ઉપદ્રવ થતો હતો. અનેક સાબર તથા હરણો તે રાનીપશુઓના ભોગ થઇ પડ્યાં હતાં. આ શીવાય કાંઈ વધુ હકીકત જંગલબાબતમાં તેને મળતી નહોતી. ઘણી વખત ઘોડાપર બેશી ત્યાં ફરવા જતો; તે ઉપરાંત દરબારમાં કેટલોક સમય હાજરી આપતો, તેમ પેશ્વાની સાથે બગીચામાં ફરતો. આ વિના અન્ય કાંઇ પણ નોકરી કરવાની નહોતી. નાનાફડનવીસ સિંધિયાના માણસોને પેશ્વા પાસે આવતા અટકાવવામાં ઘણો જ સાવધ રહેતો, તેથી તેવિષે પંતોજીને કોઈપણ જાતની ખબર આપવા જેવું રહેતું નહી. સમાન વયના તેમ દિવસે દિવસે સાથે રહેવાનું વધારે થતું હોવાથી માધવરાવ પેશ્વાનો પંતોજી ઉપર દૃઢ વિશ્વાસ અને ગાઢ પ્રેમ થયો હતો.

એક દિવસ માધવરાવે તેની સાથે બગીચામાં ફરતાં ફરતાં તેના દેશના, તેમ જ શીકાર વિગેરેની ચર્ચા કરતાં પુછ્યું "પંતોજી, તેં કોઈ દિવસ અમારા પિત્રાઇ બાજીરાવને જોયો છે?"

"ના સરકાર, મેં તેને કોઈપણ દિવસ જોયો નથી."

"ત્યારે તેં એના સંબંધમાં સાંભળ્યું તો હશે અને તે સારૂં જ સાંભળ્યું હશે."

"મહારાજ મેં ઘણુ સાંભળ્યું છે. તેણે રમતગમતમાં તેમ જ વિદ્યામાં સારૂં જ્ઞાન સંપાદન કર્યું છે."

માધવરાવે નિશ્વાસ નાંખી કહ્યું, "અમ્હારે તેને જોવો છે. અમે તેને માટે જે સાંભળ્યું છે તે ઉપરથી અમે એને અતિશય ચ્હાઇએ છીએ. ખરેખર એને કેદખાનામાં પુરી રાખ્યો છે તે એક જુલમ જ છે. હા! અરે! તેની ને અમારી બેઉની સ્થિતિ સરખી જ છે! અમે પણ તેના જેવા જ લગભગ કેદી છીએ."

"મહારાજ, મહારાજ!" પંતોજી આ સાંભળી આશ્ચર્ય થતો પેશ્વા સામે જોતો બોલી ઉઠ્યો, "આપ આ શું કહોછો? આપ સરકાર તો કોઈપણ રીતે કેદી નથી."

પુનઃ નિશ્વાસ નાંખતો માધવરાવ દયાર્દ્ર મુખે બોલ્યો, "હા ખરૂં, અમે માત્ર કીલ્લામાં પુરાયલા કેદી નથી એટલું જ! બાકી તો સર્વ રીતે બેઉ સરખી અવસ્થા ભોગવીએ છીએ. બાજીરાવ કરતાં અમે અમારા પોતાના સ્વામી, કાંઇ વધારે નથી. નાનો અમે જાણે બાળક હોઇએ તેવી રીતે અમને રાખે છે. અમે જાણીએ છીએ કે એ અમારો ચુસ્ત ભક્ત નિમકહલાલ પ્રધાન છે, અમારા કલ્યાણમાં તે પોતાનું કલ્યાણ સમજે છે, ને અમારી ચિંતા પણ વિશેષ રાખે છે; પરન્તુ આથી અમો વધારે આનંદી થઇ શકતા નથી. જોકે મરજી પડે ત્યાં અમો જઈ શકીએ છીએ પણ તે રસાલા સાથે જવું જ જોઇએ—અમારાથી અમારા મિત્રો શોધાય નહી—આ એક જાતનું બંધીખાનું નહી તો બીજું શું?"

"હજુર, ક્ષમા આપશો. આપ જેને બંધીખાનું માનો છો પણ તે બંધીખાનું નથી! પણ આપની સહિસલામતી વાસ્તે આમ સખત બંદોબસ્ત પ્રધાનને રાખવો પડે છે. ને આપની આરોગ્યતા તે દેશની સુલેહશાંતિનું મૂળ છે. આજ કેટલા વર્ષ થયાં આપના કુટુંબનો મુખ્ય સલાહકાર હોવાથી તેના હાથે આપના કુટુંબના શત્રુઓનો પરાભવ થયેલો છે; ને આપની સત્તા કમી કરનારા ઉત્સાહી વર્ગને વારંવાર તેમની રચાયલી યુક્તિમાં નિરાશ કરી, આપના રાજ્યનું રક્ષણ કર્યું છે. હાલનો સમય ઘણો બારીક છે, તેથી આપના શરીરની સંભાળ તથા રાજ્યની લગામ હાલ જેમ છે તેમની તેમ જ પોતાના હાથમાં રહેવા દેવી એ જ તેનો મુખ્ય હેતુ છે. મ્હારા ધારવા મુજબ તેની આવી વિચક્ષણ બુદ્ધિને ધન્યવાદ ઘટે છે."

"અમે પણ એમ જ સમજીએ છીએ; ને તે સત્ય છે. હાલમાં તો તમારા જેવો સોબતી સમાનવયનો મેળવી આપ્યો છે તે ઘણું ઠીક થયું છે—હવે અમે તેની જોડે છુટથી બોલી શકીશું. કેમ ખરૂં કની?"

"સરકાર, હું રાજ્યખટપટમાં અજ્ઞાન હોવાથી તેમાં કાંઇપણ ભાગ લેઈ શકું તેમ નથી, એવું ધારીને જ મને શ્રીમંત નાનાફડનવીસે આપની સેવામાં મુકયો છે. હજુર, માટે હું અરજ કરૂંછું કે આપે આ સેવક સાથે સાધારણ બાબતોવિષે વાત કરવી; આપે ખાતરી રાખવી કે હું આપનો નિમકહલાલ નોકર છું. પણ જો આપ આવી રાજદ્વારી બાબતોમાં મ્હારી સાથે કાંઈ બોલશો તો દરબારીઓ મ્હારીપર સંદેહ લાવશે—ને એ સંદેહે જો નાનાફડનવીસના મનમાં પ્રવેશ કર્યો તો મ્હારી કમ્બખ્તી સમજવી."

"તું સત્ય કહે છે." દીલગીરી સાથે પેશ્વાએ કબુલ કર્યું. "ખરેખર, જે કાંઇ અમારા મહેલમાં બને છે તે અમારો પ્રધાન રજે રજ જાણે છે-તેવી રીતે વાકેફ રહેવાની તેની ફરજ છે. તોપણ જેની સાથે છુટથી અમે વાત કરી શકીએ એવો એકપણ સોબતી અમને ન મળે એ બીના અમને ઘણી જ ભારે લાગે છે."

"મહારાજ, વખત આવે સર્વ થઈ રહેશે, અને આપ સ્વતંત્રતાથી જોઇએ તે કરી શકશો હાલ તો સમયાનુસાર વર્તવાનું છે."

પેશ્વા મુંગો રહ્યો ને આ પછી કોઇપણ વખતે પંતોજી સાથે રાજદ્વારી બાબતોવિષે કાંઈ પણ બોલ્યો નહી. તે કેટલો વખત થયા બાજીરાવ સાથે છુપા સંદેશા ચલાવતો હતો, પણ નાનાને જ્યારે આ વિષેની ખબર પડી ત્યારે તે ઘણો જ ક્રોધે ભરાયો, તેને આ ખબર વિદ્યુતના આચકા જેવી લાગી. તે આભો બન્યો. રાઘોબાદાદા પેશ્વાના કુટુમ્બનો કટ્ટો શત્રુ હતો, અને આ પત્રવ્યવહારની ખબર પડતાં તેમ જ આ બે યુવાન કુંવરો વચ્ચે મિત્રતાના સમાચાર કર્ણગોચર થતાં તેને પોતાની સત્તા ભયમાં લાગી. તે ઘણો જ ક્ષોભ પામ્યો. બાજીરાવને અને તેના ભાઈઓને વધારે સખ્તાઇમાં રાખ્યા—પેશ્વાને મળવા ગયો. જે કુટુમ્બે પેશ્વાના કુટુંબને હેરાન કરી રાજ્યપર આફતોનો વરસાદ વરસાવ્યો હતો, તે કુટુમ્બના વડા સાથે સ્નેહસંબંધ રાખવા માટે સખત શબ્દોમાં આક્ષેપ કર્યો; અને પંતોજીને એકદમ બોલાવી મંગાવ્યો.

"કેમ પંતોજી!" નાનાએ તેના આવતાં જ ગુસ્સામાં પુછ્યું; "મ્હેં ત્હારાપર વિશ્વાસ રાખ્યો તેનો ઉપયોગ તો ઘણો જ સારો કર્યો હો! વાહ? વાહ! મ્હારો શત્રુ-દેશનો શત્રુ, બાજીરાવ સાથે માધવરાવને મૈત્રી થવામાં ત્હેં સહાય કરી નહી વારૂ!"

પોતાપર આવો અણુચિંતવ્યો, ન ધારેલો હલ્લો-અપવાદ આવતાં-પંતોજી તો બીચારો સસડી જ ગયો.

"સરકાર, આપને કોઈએ જુઠ્ઠું ભેરવ્યું છે. બાકી સત્યતઃ આવા પત્રવ્યવહારવિષે હું કંઈપણ જાણતો જ નથી-અને જો એવો વ્યવહાર તેમની વચ્ચે ખરેખર ચાલ્યો હત તો પેશ્વા સરકાર મને ખાનગીમાં જરૂર લેત જ.

"શું, તું એમ કહેવા માગે છે કે માધવરાવે ત્હારી સાથે તેના પીત્રાઇવિષે વાત નથી કરી?"

"ના, સરકાર, હું કાંઇ એમ કહેતો નથી-આજથી લગભગ ચાર માસ અગાઉ, હજુરે મ્હારી પાસે બાજીરાવના વખાણ કર્યાં હતાં. પણ મ્હારૂં તેમાં દુર્લક્ષ્ય જોઈ તેમણે તે વાત વધુ આગળ કરી નહી; ને ત્યાર પછી કોઈ દિવસ તેવિષેનો ઇસારો સુધાં પણ કર્યો નથી."

પંતોજી જે વખતે આ સમાચાર આપતો હતો તે વખતે, પ્રધાન તેના તરફ એકી નજરે જોઈ રહ્યો હતો. પ્રધાને કહ્યું;—"તું કહે છે તે હું માનું છું. તું લુચ્ચો લાગતો નથી. તું એક સત્ય બોલનારો છે. મ્હારૂં અનુમાન પણ ખરૂં પડ્યું; કારણ જ્યારે મેં તને બોલાવ્યો ત્યારે જો તું માધવરાવની આ ગુપ્તવાતનો ભેદુ હત તો મ્હારા ડરથી ત્હારાથી મ્હારી સમક્ષ આવવા પગલું ઉપડત નહી, ઉલટો છાનો માનો પલાયન કરી ગયો હત; અગર ગમે તે મિષ કાઢત? મેં બધી તપાસ કરી છે. તું હમેશ માફક બપોરે ત્હારા કારકુન સાથે હતો, અને તે પછી સરફોજીની છાવણી તરફ એકલો ફરવા ગયો હતો; અને તેની સાથે સાધારણ બાબતપર એક કલાક સુધી ગોષ્ટી કરી હતી, ને ત્યાંથી તું મહેલ તરફ પાછો ફર્યો હતો. આ ઉપરથી જ કાલે

જ્યારે મને માધવરાવ તથા બાજીરાવ વચ્ચે ચાલતા પત્રવ્યવહારની બાતમી મળી ત્યારે તે વાતથી તું અજ્ઞ હઇશ એમ કલ્પના થઇ હતી. પરન્તુ તે કલ્પના ખરી કરવાને તથા તું એ પત્રવ્યવહારવિષે કાંઇ પણ જાણતો હઇશ એમ ધારી તને બોલાવ્યો, પણ હવે મ્હારી તદન ખાત્રી થઇ છે કે તું આ ગુપ્તકાર્યથી કેવળ બીન વાકેફગાર છે."

પ્રધાનના ગયા બાદ, મરજીમુજબ કરેલા કાર્યનેવાસ્તે મળેલો સખત ઠપકો તથા પિત્રાઈ ભાઇઓના કેદખાનાપર રાખેલા સખ્ત જાપ્તાની ખબર—આથી યુવાન પેશ્વાના મનપર ઘણી જ માઠી અસર થઈ. તે અતિશય ઉશ્કેરાયો, નિરાશ થયો ને નીશાસા ઉપર નીશ્વાસા નાંખવા લાગ્યો. મનમાં અતિશય ખિન્ન થયો. તે હવે ઓરડામાં ભરાઈ રહેવા લાગ્યો અને બ્હાર આવવા તેણે ના પાડી. દરબારમાં તેની આવી ગેરહાજરી કાંઈ માંદગીના કારણથી હશે એમ મનાવા લાગ્યું. તે થોડા દિવસમાં પાછો ઠેકાણે આવી જશે એમ ધારી નાનાએ તે તરફ લક્ષ આપ્યું નહી—પણ તેનું ધારવું ખોટું પડયું. કારણ દુઃખ, નિરાશા અને સખત ગમગીનીએ તેના દીલમાં મજબૂત વાસ કર્યો હતો, અને તેનું પરિણામ ઘણું જ વિપરીત આવ્યું.

દસેરાને દિવસે સૈન્યના અસન્ત હર્ષનાદ વચ્ચે માધવરાવ ભારે ઠાઠમાઠથી સ્વારીમાં ચઢ્યો. રૈયતે યુવાન પેશ્વાને જયઘોષથી વધાવી લીધો. સાયંકાલે ઘણા જ દબદબા સાથની રોનકદાર દરબારમાં તેણે પોતાના સરદારો, દરબારીઓ, અમલદારો, પરરાજ્યના એલચીઓ તેમ શેઠ શાહુકારોની રીવાજ મુજબ ભેટ લીધી. આવા શુભસમયે તે પ્રફુલ્લ હોવો જોઇએ. પરન્તુ તેની મુખચર્યાઉપર સ્મિત જોરજુલમથી ફરકતું દેખાતું હતું. પ્રધાનના પરૂષાક્ષર તેના હૃદયમાં ડંખ મારતા હતા, નાઉમેદ થયો હતો અને તેના મગજપર ગમગીનીરૂપી ભૂતે અડગ વાસો કરેલો હોવાથી, રોમેરોમમાં નિરાશાના ભણકારા જાગૃત રહેવાથી તેનું શરીર તેના હાથમાં નહોતું. દીલગીરી તે છોડી શકયો નહી; અને તેની જ અસરથી ગુંભ જેવો થયો ને અન્તે દસરા પછી ત્રીજે જ દિવસે તા. ૨૫ મી અકટોબરની સવારમાં પોતાના મહેલની ગચ્ચીપરથી પડતું નાંખ્યું. તેના અંગના બે અવયવો ભાગી ગયા ને ફુવારાની નળીપર અથડાવાથી તે સખત ઘાયલ થયો. તે બે દિવસ પથારી વશ રહ્યો ને મરણસમયે પોતાની પાછળ બાજીરાવને મસનદપર બેસાડવાની ઇચ્છા બતાવી. સર્વેના હોષકોષ ઉડી ગયા. દરેક હાજર રહેલા માણસોના ચક્ષુમાંથી અશ્રુસ્રાવ થતો હતો. થોડા સમયમાં બાબારાવ ફડકેના ખોળામાં પ્રાણ છોડ્યા.

માધવરાવના મૃત્યુથી નાનાને સખત ફટકો લાગ્યો. તેને ઘણું જ લાગી આવ્યું—આશાભંગ થયો. આવા ન ધારેલા અને એકાએક ફટકાથી તેની સર્વ યોજનાઓ ઉંધી વળી; એટલું જ નહી પણ તેને પોતાની સત્તાના તારાનો અસ્ત પાસે આવેલો જણાયો, તેમ જ પોતાની જીંદગી સુદ્ધાં ભયમાં લાગી. બાજીરાવને ગાદીએ બેસાડવાની માધવરાવની ઇચ્છાને ઘણી જ સાવચેતીથી ગુપ્ત રાખી; અને પેશ્વાના સ્વર્ગવાસ પછી બે કલાકમાં પંતોજીને પોતાપાસે બોલાવ્યો અને કહ્યું:—

"સાફ દિલથી મને કહે, ખરેખર બોલ, કે ત્હારાપર પૂર્ણ વિશ્વાસ મુકવા હું આચકો ખાઉં નહી. કોઈપણ વખત મ્હારા શત્રુઓ સાથે તેં કાંઇપણ સંબંધ રાખ્યો છે?"

"સરકાર, મ્હારાપર આપે પૂર્ણ વિશ્વાસ રાખવો. દરેક જણ જાણે છે કે આપે આ રાજ્યનું અનેકવાર રક્ષણ કર્યું છે. તેમ સાંપ્રત આપની તેવી ને તેવી જ ધારણા છે. આપે નિઃસંદેહ મ્હારા વાસ્તે ખાતરી રાખવી."

# સંધ્યા અથવા મરાઠા રાજ્યનો સૂર્યાસ્ત.

**નાનાએ** ગંભીરાઇ ધારણ કરી કહ્યું, " **પંતોજી**, મ્હારા મનની ઇચ્છા જેટલી બળવાન્ છે તેટલી મ્હારી સત્તા પ્રબળ છે કે નહી તે હું હજી કહી શકતો નથી. મ્હે સેનાપતિ **પરશુરામ ભાઉને** જેટલું બની શકે તેટલું સૈન્ય એકઠું કરી એકદમ **પુના** તરફ કુચ કરી આવવું, એવું ફરમાન હલકારા સાથે મોકલ્યું છે. **સિંધિયા** અને **નાગપુરના ભોંસલેને** પણ પત્રો લખ્યા છે, **હોલ્કર પુનામાં** છે ને તેને હું મળ્યો છું. તેણે **રાઘોબાના** વંશજ સામે મને મદદ કરવાનું વચન આપ્યું છે કારણ કે મારી માફક તે પણ બીજા નવા **પેશ્વાને** બેસાડવાને ઉત્સુક છે, **પંતોજી**, હું તને એક અગત્યના સંદેશા માટે મોકલવા ધારૂં છું, **પરશુરામભાઉ** ઉપર એક બીજો કાગળ હું લખું છું ને તે તેને આપવાનું કામ ત્હારે કરવાનું છે." આટલું બોલી નાનો પાછો વિચારમાં પડી ગયેલો દેખાયો. થોડીવાર રહી જાણે મનમાં જ બોલતો હોય તેમ બડબડતો સંભળાયો. " અરેરે ! માધવરાવ કેવો સારો છોકરો હતો. મ્હારૂં તેનાપર પુત્ર કરતાં પણ વધારે હેત હતું. પરંતુ દૈવ પ્રતિકૂળ થયો જણાય છે. બહુ જ ખોટું થયું, ઇશ્વરેચ્છાને આધીન થવું એ જ માર્ગ રહ્યો છે. નિરર્થક વિલાપમાં કાળ ગાળવાનો હવે સમય નથી રહ્યો. **માધવરાવે** પડતું નાખ્યું ત્યારથી જ **બાજીરાવના** પક્ષના બધા મ્હારી હીલચાલ ઉપર નજર રાખે છે. અને હું જે હલકારાઓ મોકલું છું તેને માર્ગમાં રોકવાને તેઓ પોતાનાથી બનતું કરશે. આવે પ્રસંગે વિશ્વસનીય, દૃઢ, અને ચપળ મનુષ્યોને જ સંદેશા લઇ જવાનું કામ સોંપવું જોઈએ, માટે **પંતોજી**, તું **સર્જાજીનું** સૈન્ય લઇને હું આપું તે સંદેશો લઇને **પરશુરામભાઉ** પાસે જા. માર્ગમાં કોઇ રોકે તો પણ ગમે તેવા મોટા સૈન્ય સામે પણ ત્હારે લડીને પણ ત્હારો માર્ગ આગળ કાપવો. **પરશુરામને** મ્હારો સંદેશો નહી પ્હોંચે તો મ્હારી બધી ગણત્રીઓ ઉંધી વળશે માટે એ સંદેશો ત્હારે ગમે તેમ કરીને પણ પ્હોંચાડવો."

સંદેશાવાળો પત્ર લેતાં **પંતોજીએ** કહ્યું " સરકાર પ્રાણ જતાં પણ આ સંદેશો સેનાપતિને પ્હોંચાડીશ. આપ નિશ્ચિંત રેહેજો."

આટલું કહી **પંતોજી** ઉતાવળેથી કપડાં પેહેરી ઘોડાપર બેસી **સર્જાજીની** છાવણી તરફ ગયો. **નાનાનો** હુકમ પ્રથમથી જ આવેલો હોવાથી **પંતોજી** સાથે જનારા માણસો તૈયાર જ હતાં એટલે **સર્જાજી** અને **પંતોજી** પોતાના માર્ગે પડ્યા. **સર્જાજી** અને **પંતોજી** વાતો કરતા ચાલ્યા જતા હતા. **સર્જાજીએ** કહ્યું " **પંતોજી** આ બહુ જ માઠો બનાવ બન્યો છે."

" મામા " **પંતોજીએ** જવાબ દીધો, " આથી તે કેવો માઠો બનાવ બનશે ? અહાહા ! શું **માધવરાવની** ભલાઇ હતી અને મ્હારા તરફની તેની માયાભરેલી વર્તણુકથી મને તો એના સ્વર્ગવાસ થવાથી બહુ લાગે છે. **માધવરાવ** જેવો બીજો પેશ્વા થવો સંભવતો નથી ! "

" ખરે જ, એમ જ હતું. પણ **પંતોજી**, મને ચિંતા થાય છે કે જે સમાધાની અને શાંતિ રાજ્યમાં હતી તે હવે જતી રેહેવાની, અને ચારે બાજુ તોફાન જાગશે, આ સંયોગોમાંથી શું શું પરિણામો આવશે તે સમજાતું નથી. જો કે આ ખરૂં છે કે **સિંધીઆ** અને **હોલ્કર**, **રાઘોબાના** પુત્રને ગાદીપર આવતો અટકાવવાને **નાનાનો** પક્ષ લેશે, પરંતુ **રાઘોબાના** હજુ પણ ઘણા મિત્રો છે, અને તેઓ આ સમયે એના વંશજની પક્ષમાં મજબુતપણે ઉભા રહેશે. એ-

ટલું જ નહી પણ બાજીરાવની બાહોશી, વિદ્વત્તા અને હુશીઆરીનેલીધે એના પક્ષકારો પણ કાંઇ ઓછા નથી. આ સર્વ જોતાં રાજ્ય–નાવડું કયાં ઘસડાશે, તે કહી શકાતું નથી. હશે! આપણે તો આપણો ધર્મ બજાવવો, ભવિષ્ય દૈવને હાથ છે"

આ પ્રમાણે વાતો કરતાં કરતાં પંતોજી અને તેના સાથીઓ સાઠ માઇલની મુસાફરી પછી, પરશુરામભાઉની છાવણીમાં રસ્તામાં કાંઇ અડચણ ખમ્યા વિના આવી પ્હોંચ્યા. પંતોજીએ સેનાપતિના તંબુ પાસે ઘોડો ઉભો રાખ્યો, અને ઘોડેથી ઉતરી તંબુમાં દાખલ થઇને સેનાપતિના હાથમાં પત્ર મુકયો.

સેનાપતિએ પત્ર ફોડતાં ફોડતાં પુછયું "તું શું ખબર લાવ્યો છે?"

પંતોજીએ જવાબ દીધો "મ્હારા પુનેથી નીકળવા અગાઉ ત્રણ કલાક પ્હેલાં નીકળેલો હલકારો જે કાંઈ ખબર લાવ્યો હશે તેનાથી વિશેષ કાંઈ પણ ખબર આ પત્રમાં નથી એમ મને કહેવામાં આવ્યું છે. પ્રથમ મોકલેલા પત્રનો આ માત્ર પ્રતિલેખ છે."

"એમ! આવી દુરંદેશી વાપરવામાં બહુ જ ડહાપણ કરવામાં આવ્યું છે. કારણ કે તું કહે છે તે હલકારો હજી અત્રે આવ્યો નથી."

પંતોજીએ કહ્યું "કદાચ માર્ગમાં તે લુટાયો કે મરાયો હશે. અમે આવતા હતા ત્યારે માર્ગમાં અમને ચાળીસેક માણસની એક ટોળી મળી, પણ અમારી પાસે સો માણસનું સૈન્ય જોઈ તેઓ કાંઇ બોલ્યા વિના ચાલ્યા ગયા."

"પણ ત્યારે એવા શું બનાવો બન્યા છે કે માર્ગમાં સંદેશાઓ રોકવામાં આવે છે?" સેનાપતિએ આશ્ચર્યથી પુછયું.

પંતોજીએ સર્વ દુઃખવાર્તા સવિસ્તર કહી સંભળાવી, અને તે સાંભળી, વૃદ્ધ સેનાપતિ ચિંતા તથા દુઃખગ્રસ્ત થયો. માધવરાવના મૃત્યુના સમાચાર સાંભળી તેના હૃદયમાં અપરિસીમ સંતાપ થયો અને તેનાં ચક્ષુઓમાંથી અશ્રુધારા વહી ગઇ. તેના મ્હોંમાંથી દુઃખના ઉદ્‌ગારો નીકળી ગયા! "અરેરે, શું થવા બેઠું છે? રાજ્યની શી દશા થશે? દેશમાં પાછી ચોમેર અવ્યવસ્થા પ્રસરી રેહેશે! જગદંબા સહાય થાઓ ને શાંતિ ફેલાવો!"

સેનાપતિએ તરત જ મનને શાંત કર્યું અને પત્રમાં કરેલા ફરમાન મુજબ પોતાના અમલદારોને બોલાવી લશ્કરને એકદમ કુચ કરવાને તૈયાર થવાનો હુકમ આપ્યો; એક કલાકમાં બધી તૈયારી થઈ ગઈ, અને ઘોડેસ્વાર ને પાયદળ સૈન્યે કુચ શરૂ કરી: બીજે દિવસે સાયંકાળે સર્વે પુના આવી પહોંચ્યા.

---

## પ્રકરણ ૫ મું.

### પંતોજી સિંધિયાની છાવણીમાં.




ધવરાવના સ્વર્ગવાસથી પુનામાં સર્વત્ર શોક ફેલાઇ રહ્યો હતો. અને અધિકારી તથા તેમના સંબંધીવર્ગમાં ચિંતા, આશા વિગેરે અનેક પ્રકારના ભાવો વ્યાપી રહ્યા હતા. સિંધીયા, અને વીરારના ભોંસલે પુને આવી પ્હોંચતાં માધવરાવની પાછળ ગાદીએ કોનો અધિકાર છે તેનો વિચાર કરવા રાજ્યમાંના મુખ્ય પુરુષો ભેગા મળ્યા. સર્વે બાજીરાવને ગાદીએ બેસાડવાની વિરૂદ્ધ હતા અને મસલતને અંતે એવું ઠરાવવામાં આવ્યું કે માધવરાવની વિધવાએ દત્તક લેવો અને સર્વે રાજ્યકારભાર તેના નામથી ચલાવવો. એ

મહિના સુધી આ બાબતમાં મસલતો ચાલુ રહી. ઉપલી વ્યવસ્થાની વિરુદ્ધમાં માત્ર **સિંધીયાનો** પ્રધાન **બાળોબા** તાત્યાજી જ હતો, અને **બાજીરાવે** તેને પોતાના પક્ષમાં લઇ લીધો. **બાળોબા** **બાજીરાવના** પક્ષમાં જતાં **બાજીરાવે** તેની મારફતે **સિંધીયાને** જો તે મદદ કરે તો ચાર લાખ રૂપીયાની ઉપજનો મુલક **બાજીરાવે** તેને આપવો ને **સિંધીયાનું** જે સૈન્ય **બાજીરાવને** મદદે આવે તે સર્વે ખર્ચ **બાજીરાવે** આપવું એવી માગણી કરી.

**સિંધીયા** યુવાન હતો અને **બાળોબાની** તેનાપર લાગવગ ઘણી મજબુત હતી. આથી **સિંધીયાએ** **બાજીરાવની** માગણીનો સ્વીકાર કર્યો અને ઉભયપક્ષ વચ્ચે કરારનામું થયું. કરારનામાપર સહીઓ સુદ્ધાં થઇ ગઇ ત્યાંસુધી **નાનાને** આ બાબતની જરા પણ ખબર પડી નહી; પરંતુ થોડો સમય વીત્યા પછી જ્યારે તેને કાને વાત આવી અને તેને સર્વ હકીકત માલમ પડી ત્યારે તે સ્તબ્ધ થઇ ગયો. તેણે **પરશુરામભાઉને** એકદમ બોલાવવાને માણસો મોકલ્યાં. **પરશુરામ** ભાઉ એકસો ને વીસ માઇલ દૂર હોવા છતાં તેણે એટલી તો ત્વરાથી કુચ કરી કે ઉડતાલીસ કલાકમાં તો તે **નાના** પાસે આવી પ્હોંચ્યો. સમય ઘણો જ બારીક હતો. **બાળોબાના** એક જ ફટકે, નાનાની ઘણી સંભાળથી રચેલી યોજના ધુળ મળી જવાનો વખત પાસે જણાયો. **સિંધીયા**,—એ માસપરનો **બાજીરાવની** વિરુદ્ધમાંનો **સિંધીયા**—આજે **બાજીરાવને** મદદ કરવાને તૈયાર થઇ ગયો હતો. **હોલકરપર** વિશ્વાસ રખાય તેમ નહોતું. તેમ **બાજીરાવનો** પક્ષ પુનામાં પણ પ્રબળ હતો. આ સમય કેમ સંભાળી લેવો તેને વિષે અનેક વિચારો કરી, વારંવાર ખાનગી મસલતો કરી આખરે **નાનાએ** **બાળોબાની** યોજના તોડવા માટે **બાજીરાવને** મુક્ત કરી તેને પેશ્વા બનાવવાનો નિશ્ચય કર્યો. આ નિશ્ચય પાર પાડવા માટે **નાનાએ** **પરશુરામને** **સિવનેરી** મોકલ્યો. **પરશુરામે** ત્યાં જઇ **બાજીરાવને** **નાનાનો** સંદેશો જણાવ્યો. **બાજીરાવને** પ્રથમ તો વિશ્વાસ નહી પડ્યો, અને તેના ભાઇ **અમૃતરાવે** **નાનાની** વાત કબુલ નહી કરવાને સલાહ આપી. પરંતુ ઘણા વાંધાઓ કાઢ્યા બાદ આખરે **બાજીરાવે** **પરશુરામભાઉને** ગાયનું પુછડું પકડાવી આકરામાં આકરા સોગંદ આપી **નાનાના** પેટમાં દગો નથી એમ ખાત્રી કરીને **બાજીરાવ** પોતાના ભાઇ **ચીમનાજી** આપાને સાથે લઇને **પરશુરામભાઉસાથે** પુને જવા નીકળ્યો.

તેઓ સર્વે પુનાની પાસે આવી પ્હોંચ્યા ત્યાં તેમને **નાનાની** મુલાકાત થઈ. એ મુલાકાત સમયે મ્હોટા મ્હોટા અધિકારીઓ ને અમલદારો હાજર હતા. તે સર્વેની સમક્ષ **નાના** અને **બાજીરાવ** ઉભયે પૂર્વેનો ભેદભાવ ભુલી જઇને સ્નેહભાવથી રેહેવાની પ્રતિજ્ઞા કરી, અને **બાજીરાવે**, રાજ્યકાર્યભારમાં **નાના** ફડનવીસને અગ્રણીય માનવાની કબુલાત આપી, અને આ મતલબના લેખો ઉભય તરફથી લખી આપવામાં આવ્યા.

જે દિવસે **નાનાએ** આ મહત્ત્વની યોજના પાર પાડી તે જ દિવસે સાંજે તેણે **પંતોજીને** પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું "**પંતોજી**, મ્હારો તારા પર વિશ્વાસ છે અને તેથી જ મેં તને અત્યારે બોલાવ્યો છે. મારે તને એક અગત્યના કાર્યમાટે **સિંધીયાની** છાવણીમાં મોકલવો છે. માટે સત્વર તૈયાર થઇ જા—ત્યાં જઇને ત્હારે એટલી તપાસ કરવાની છે કે **બાળોબાની** યોજના ઉંધી વાળવાને મેં જે આ ફટકો માર્યો છે તેની ત્યાં શું અસર થઇ છે. **બાજીરાવ** **સિંધીયાના** હાથમાં રમકડું અને તેના કરતાં મ્હારે હાથે રાજ્ય—ગાદીપર બેસી તે ઉપકારના બદલામાં મારે સ્વાધીન રહે તે ઇષ્ટ છે એમ જાણી મેં ધારણ કરેલો આ નવો માર્ગ મારા પ્રતિપક્ષી **બાળોબાને** રુચશે નહી, એટલું જ નહી પણ એ તેથી અતિશય ઉશ્કેરાશે. તેના મનમાં આ સાંભળી શું શું

સંકલ્પ વિકલ્પો ઉત્પન્ન થયા છે તથા તે હવે શું કરવા માગે છે એ જાણવું આ સમયે અતિશય અગત્યનું છે. મને ત્હારાપર પૂર્ણ વિશ્વાસ છે ને મ્હારી ખાત્રી છે કે તું એ સર્વે ખબર મેળવી શકીશ. તને યોગ્ય લાગે તે વેષ તું ધારણ કરજે. સાથે સર્ફોજી અને વીશેક ચુંટી કાઢેલા માણસો ત્હારી સહાય માટે રાખજે, તેઓએ છાવણીથી થોડે દૂર સંતાઇ રેહેવું અને જરૂર પડે ગોઠવી મુકેલી સંજ્ઞાઓ કરવી એટલે તેઓ તે પ્રમાણે વર્તશે. બને ત્યાંસુધી, ત્હારી સાથના માણસોમાંથી કોઇ કોઇને મોકલી મને સંદેશાઓ કહાવતો રેહેજે. જા, અને સત્વર ધારેલું કામ કરી પાછો વળજે. મ્હારૂં મન તારા કાર્યમાં વળગેલું રેહેશે એ સર્વદા લક્ષમાં રાખજે.”

આ ગોઠવણ મુજબ પંતોજી, સર્ફોજી અને વીસ ચુનન્દા માણસોને લઇને પોતાના કાર્ય માટે નીકળી પડ્યો. સર્ફોજીને પંતોજી સાથે જવું ગમતું હોવાથી તેને ઘણો આનંદ થયો. બેઉ ઉત્સાહથી પોતાનો માર્ગ કાપતા આગળ વધ્યા જતા હતા. સર્ફોજીની સલાહ લઈ એવા કાર્ય માટેનો ઉચિત વેષ તથા સાધનો પંતોજીએ સાથે લઈ લીધાં હતાં. તેઓએ, સીપાઈ લોકોના હમેશના વપરાસમાં આવતાં કપડાં, વસ્ત્રો, તથા બીજી નાની નાની પરચુરણ ચીજો વેચનારાઓનો વેષ ધારણ કરવાનું ઠરાવ્યું હતું અને તે મુજબની સઘળી વસ્તુઓ સાથે લીધી હતી; સિંધીયાની છાવણી પુનેથી સોએક માઇલ દૂર પડી હતી ત્યાં તેઓ ત્રણેક દિવસમાં જઈ પ્હોંચ્યા. માર્ગમાં સાવચેતી રાખવાની હતી અને ઘોડાઓ તથા માણસોને નિરર્થક શ્રમ આપવાથી પાછળથી નિરૂપયોગી થઈ જાય તેથી તેઓએ પોતાનો માર્ગ ધીમે ધીમે કાપ્યો હતો. સિંધીયાની છાવણીથી દશ માઈલ દૂર મૂળા નદીને કિનારે એક ઝાડીમાં તેઓએ મુકામ રાખ્યો, પંતોજીએ અહિંથી પોતાનો વેષ બદલ્યો અને પ્રથમ કરેલા વિચાર મુજબ પરચુરણ વેપારીનો વેષ લઈ એક ન્હાના ટટ્ટુપર બેસી સિંધીયાની છાવણી તરફ જવા નીકળ્યો. વેચવાને માટેનો થોડોક માલ પોતાના ટટ્ટુપર બાંધ્યો અને થોડોક માલ પોતાની સાથે લીધેલા વિશ્વાસુ હજુરીયાના ટટ્ટુપર મુકયો. ટેકરીઓની હારોની તળેટીએ ગોદાવરી કિનારે આવેલા ટોક ગામની આસપાસ સિંધીયાની છાવણી પથરાયલી પડી હતી. તેની નજદીકમાં પંતોજી, છાવણી આગળ આવી પ્હોચતાં છાવણીમાંના બજાર તરફ ગયો. બજાર ધાબળાઓનાં ઝુપડાંઓનું ને વેપારીઓએ ઠોકેલી ન્હાની ન્હાની રાવટીઓનું બનેલું હતું. ત્યાં જાતજાતની ખોરાકીની, અનાજની, કપડાંની વસ્તુઓ વેચાતી હતી. કોઈ દુકાનદારોએ રાવટીમાં માલ રાખ્યો હતો તો બીજાઓએ બજારની બે હારદોર માલ વેચવાને મુકયો હતો. લેવા આવતા ઘરાકોને બુમ મારીને દુકાનદારો અને પરચુટણ વેચનારાઓ પોતપોતા તરફ બોલાવતા હતા, અને આ પ્રમાણે સર્વેનું ધ્યાન બજારમાં પોતપોતાના કામમાં રોકાઇ ગયું હતું. પંતોજીએ આજુબાજુ જોઇને એક ખાલી જગ્યા હતી ત્યાં એક લાકડું ઉભું ઠોકી તેને બે લાકડાનો ટેકો આપીને કામળીની રાવટી ઉભી કરી દીધી, અને તેમાં પોતાની સાથે લાવેલો માલ ગોઠવી દઇને બીજા દુકાનદારો પેઠે પોતાનો માલ ખપાવવાને ઘરાકોને બુમ મારીને બોલાવવા માંડયું. આવી રીતે માલ વિગેરે ગોઠવી તથા પોતાના વિશ્વાસુ હજુરીયા સાંવળાને બધી વસ્તુઓના ભાવતાલથી વાકેફ કરી, ટટ્ટુપર બેસી પંતોજી છાવણીમાં ચક્કર મારવા નીકળી પડ્યો. રસ્તામાં અહીં તહીં ઉભો રેહેતો સિપાઇઓની વાતો ચિતો સાંભળતો કોઇને પણ શક નહી ઉપજે તેવી રીતે આખી છાવણીમાં ફરી આવ્યો. તેણે ઘણા

અગસના સમાચાર મેળવ્યા હતા. તથા નાનાના ધારવા મુજબ જ બાળોબા બાજીરાવના પેશ્વા થયાના સમાચાર સાંભળી બહુ ઉશ્કેરાયો હતો, અને પોતાની જે બાજીથી સિંધીયાને દક્ષિણમાં સર્વોપરિ સત્તા મળતે તે બાજીને એક પળના લેહેજામાં ધુળ મેળવનાર નાનાઉપર વેર લેવાનો પોતાનો નિશ્ચય તેણે ખુલ્લેપણે જાહેર કર્યો હતો. બાળોબા તરુણ હતો અને રાજ્યકાર્યમાં વારંવાર જોઈતી શાંતિ તેમાં ઓછી હોવાથી તેણે પોતાનો ગુસ્સો ન છુપાવતાં પુનાપર હુમલો કરવા ઠરાવ જાહેર પાડ્યો હતો. લશ્કર એક કે બે દિવસમાં તે માટે પુનાપર કુચ કરી જવાનું હતું આ સર્વે સમાચાર મેળવીને પંતોજી પોતાની બજારમાંની રાવટી પાસે આવ્યો અને નાનાપર પત્ર લખી તેમાં સર્વે હકીકત જણાવી તથા પોતાની ગણત્રી મુજબ સિંધીયાના સૈન્યનો અંદાજ દર્શાવી તે પત્ર સાંવળા જોડે સર્ફોજીને મોકલ્યો ને કહાવ્યું કે તે પત્ર લઈને સર્ફોજીએ ચાર સ્વારોને એકદમ તાકીદથી પુને રવાને કરવા. આ પ્રમાણે પત્ર આપીને સાંવળો બીજે દિવસે સહવારે પાછો પંતોજીની રાવટીમાં આવી પુગ્યો. બેઉ જણાએ પોતાના માલનો ઉઠાવ કરવાનું કામ પાછું ચાલુ કર્યું. પંતોજી એક સિપાઈ સાથે કાપડનો ભાવ નક્કી કરતો હતો તેટલામાં કેટલાક અમલદારોની ઘોડેસ્વારોની ટોળી બજારને રસ્તે જતી પંતોજીની રાવટી તરફ આવી. તે ટોળી પંતોજીની રાવટી પાસે આવતાં તેમાંના આગળ ચાલતા, એક અતિશય સુંદર અશ્વપર આરૂઢ થયલા અમલદારની નજર પંતોજીપર પડી. તેણે તરત જ પોતાનો ઘોડો થોભાવ્યો ને પંતોજીને પોતાની પાસે બોલાવ્યો. પંતોજીએ બાળોબાને પુનામાં જોયો હતો અને તેને ઓળખતો હતો, તેથી પોતાને બોલાવનાર સિંધીયાનો દિવાન, પોતાના સ્વામિ નાનાનો કટ્ટો દુશ્મન બાળોબા હતો તે તરત જાણી ગયો. પાસે જઈ પંતોજી જુહાર કરી ઉભો રહ્યો. બાળોબાએ કહ્યું, "વૈશ્ય, ત્હારા જેવા તરુણ પુરુષ આવા વૈશ્યના ધંધા કરતાં વિશેષ યોગ્યતાવાળા લશ્કરી કામને વધારે લાયક છે અને તે છતાં ત્હેં આ માર્ગ શામાટે પસંદ કર્યો છે તે હું સમજતો નથી. પણ, ઉભો રહે, મ્હેં તને આગળ કોઈ પણ સ્થળે દીઠો છે. તું અહિંયા ક્યાંથી આવ્યો છે?"

"મહારાજ," પંતોજીએ ઉત્તર આપ્યો, "હું જુન્નર રહું છું. મ્હારૂં કુટુંબ ત્યાં છે. અમે ખેતી કરીએ છીએ. મને એ ધંધો ગમતો નહી હોવાથી, દુકાનદારી કરતાં શીખ્યો, અને અહિંયા તમારી છાવણીમાં મારા શેઠનો કેટલોક માલ ખપાવવાને આવ્યો છું."

"ત્હેં દુકાનદારીનો ધંધો કર્યો છે તો તને વાંચતાં લખતાં આવડતું હશે?" બાળોબાએ પ્રશ્ન કર્યો.

"હા, સરકાર, કામ ચલાઉ વાંચી લખી શકું છું."

"ઠીક છે, તારા જેવા તરુણ અને મજબુત બાંધાના પુરુષને લશ્કરી કામ ઠીક પડશે. માટે તું વિચાર કરી જોજે, અને જો આ ધંધો મુકી દેવાનો ત્હારો વિચાર થાય તો હું તને મારા અંગરક્ષકોની ટુકડીમાં જગ્યા આપીશ. એ પદવિ મહત્ત્વની છે અને ત્યાંથી તું સારી ચાલચલણ રાખશે તો સત્ત્વર મોટી પાયરીએ ચઢીશ."

"હજુરની આ ગરીબ સેવકપર ઘણી મેહેરબાની છે. હું હજુરની આજ્ઞા માથે ચઢાવું છું. પણ મારે એકવાર જુન્નર જઇને મારા શેઠને હિસાબ આપી આવવો જોઇએ, અને ત્યાં જઈ હું તરત આપ હજુરની નોકરીમાં હાજર થઈશ."

"બહુ સારૂં, પણ મને લાગે છે કે મ્હેં તને પુનામાં જોયો છે."

"હા, સરકાર, હું મારા શેઠ સાથે પુને આવ્યો હતો ત્યારે સરકારે મને જોયો હશે."

"હોય પણ," એટલું બોલી, બાળોબા, ઘોડાને એડી મારી આગળ વધ્યો. પંતોજીએ તેના ચ્હેરાપર ન જણાય તેમ લક્ષ રાખ્યું હતું અને તેણે જોઈ લીધું હતું કે બાળોબાનું મન વિચારગ્રસ્ત હતું; દીવાનના ગયા પછી, અને દીવાને તેની સાથે વાત કર્યાના કારણે આજુબાજુના લોકોનું લક્ષ ખેંચાયું હતું તે ખસી ગયા પછી, પંતોજીએ સાંવળાને કહ્યું "સાંવળા, ઉતાવળ કર. જરાપણ વખત ખોવાનો આ પ્રસંગ નથી. દીવાને આ સર્વ વાતચિત મ્હારૂં રહસ્ય જાણી લેવાને અને મને કયાં જોયો છે તે સ્મરણ કરવાને માટે જ કરી છે, અને સુદૈવ યોગે મને શકપરથી તરત પકડવાનો હુકમ આપવાનું એને સુઝયું નથી તો એનો લાભ લઇને આપણે હવે અહિંયા એક ક્ષણ પણ વૃથા ગાળવી નહી. ઉઠ, ટટ્ટુ તૈયાર કર, અને એકદમ સર્ફોજી પાસે જા. બધો માલ બહાર પડ્યો છે તે રાવટીમાં ભેગો કરી લે; માલ એમને એમ નાંખીને ચાલ્યા જઇશું તો આજુબાજુના લોકોનું લક્ષ ખેંચાશે ને શક તરત ઉત્પન્ન થશે. બાળોબાએ મને પુનામાં જોયો છે અને એ વાત એને વધારે વિચાર કરતાં યાદ આવશે, માટે તું એકદમ સર્ફોજીને મળ અને તેને મારી તરફ વગરઢીલે આવવાને કહે.

જોત જોતામાં સાંવળાએ બધો માલ રાવટીમાં ભરી દીધો અને ટટ્ટુપર સવાર થઈને સર્ફોજી તરફ નીકળી ગયો, પંતોજીએ આજુબાજુ કોઈનું લક્ષ પોતાપર નથી એવી ખાત્રી કરીને થોડે દૂર જઇને એક ઝાડ પછવાડે રહી પોતાનાં વસ્ત્રો કાઢી નાંખ્યાં અને માત્ર લંગોટી પેહેરેલ ખેડુતનો વેષ ધારણ કર્યો. આગલાં વસ્ત્રોનો નાશ કર્યો, અને મ્હોં તથા શરીરે રંગ ચોપડી નહી ઓળખાય એવો થઈ ગયો. ઝાડ પછવાડેથી નીકળી ચાલવા માંડે છે એટલામાં તો પોતાની રાવટી તરફ ચાર ઘોડેસ્વારોને ધસી જતા જોયા, તે સ્વારોમાંથી એક પંતોજીની રાવટી પાસે જઈ તે બંધ જોઈ પોકારી ઉઠ્યો, "આ રાવટીવાળો દુકાનદાર કયાં છે, એ છુપો જાસુસ છે, એને પકડવાનો હુકમ સરકારે કર્યો છે માટે એને શોધી કાઢવામાં બધા બજારના લોકોએ મંડી જવું. નહિં તો તો સખ્ત શિક્ષા થશે." સર્વે આ સાંભળી ગભરાટમાં પડ્યા,અને બજારમાં દોડધામ ચાલી રહી. પંતોજીએ ઝાડ પાસેથી તરત નીકળી, ઉતાવળનાં કાંઈ પણ ચિન્હો જણાવ્યા વિના બજારના રસ્તાને આગળ મળી જતા માર્ગપર જવા માંડયું, અને બજારના રસ્તા પર આવી પુગતાં ત્યાંના અનેક ટોળાઓમાંના એકમાં ભેળાઈ ગયો. લોકોમાં પુછાપુછ ચાલી રહી હતી, અને ચારે તરફ સ્વારો તપાસ કરતા દોડી રહ્યા હતા. જે ટોળામાં એ હતો ત્યાં પણ એક સ્વારે આવીને લોકોને પંતોજીનું વર્ણન આપી એ વર્ણનનો માણસ જોવામાં આવ્યો છે કે કેમ તે પુછવા માંડયું, પણ કોઇ તરફથી હાનો જવાબ નહી મળતાં, તે ત્યાંથી આગળ ધસી ગયો. પંતોજી ધીમે ધીમે કોઇનું પણ લક્ષ નહી ખેંચાય તેમ સર્ફોજીના મુકામ તરફનો માર્ગ લેતો ગયો અને જ્યાંથી બજારનો રસ્તો છુટો પડી સર્ફોજીના મુકામ તરફ વળતો હતો ત્યાં આવી પ્હોંચી, ચારે બાજુ નજર નાંખી. એકદમ ઉતાવળી ચાલથી તેણે નાસવા માંડયું. આજુબાજુ નગારાના અવાજો સંભળાતા હતા અને બાળોબાએ આખી છાવણીને તેને શોધવાને માટે હુકમ કર્યો છે એવી પંતોજીની ખાત્રી થઈ. છાવણી દેખાતી બંધ થઈ એટલે પંતોજીએ ચાલવાનું મુકી દોડવા માંડયું. ચારેક માઇલ નીકળી ગયા પછી, પાછું વળીને જોતાં ઘણે દૂર પોતાની દિશાતરફ ઘોડેસ્વારોના પગલાથી ઉડતી ધુળ તેને જણાઈ. તેણે નક્કી જાણ્યું કે એ સ્વારો તેની શોધમાં આવતા હતા. સર્વ પ્રદેશ ખુલ્લો અને સપાટ હતો. અહિં તહીં મૂળામાંથી કાઢેલી નેહેરો અને તેથી ખેડાતા ખેતરાંઓને લીધે કોઈ પણ સ્થળે ભરાવા લાયકની

જગ્યા તેની નજરે પડતી નહોતી. સ્વારો આવી પુગે તે પ્હેલાં સર્ફોજી તેને આવી મળે તો જ તેનું રક્ષણ થાય એમ હતું. તે જીવપર આવીને દોડવા લાગ્યો. સાંવળો પોતાના પ્હેલાં અડધો એક કલાક આગળ નીકળ્યો છે ને ટટ્ટુપર છે તો હવે સર્ફોજી જલદી આવી પુગવો જોઇએ એ આશા તેને ઉત્સાહ આપતી હતી, અને એ આશા-બિંદુ ઉપર જ તેનું જીવન લટકેલું હતું. આમને આમ દોડતાં દોડતાં એકાદ માઇલ તે નીકળી ગયો. હવે તેને થાક ચઢવા લાગ્યો હતો અને સ્વારો પાસે આવતા જતા હતા. સામી સર્ફોજીની દિશામાંથી કોઈ પણ માણસ હજુ દૃષ્ટિએ પડતું ન હતું. બીજો એકાદો માઇલ એમને એમ તે દોડ્યો ગયો તેટલામાં સામે, ઘોડેસ્વારો જણાયા. તે સર્ફોજીના હશે એમ તેને લાગ્યું પણ તેઓ હજુ બે માઇલ દૂર દેખાતા હતા અને દુશ્મનો તો માત્ર માઇલ જ પછવાડે હતા. આ સંકટમાં દૈવ તેને સાનુકૂળ થવાનું હોય તેમ તે એક નાળા પાસે આવી પુગ્યો. તે નાળું રસ્તાની બાજુપર હતું. તે એકદમ તે નાળામાં ઉતરી પડ્યો કારણ કે એમ કરવાથી તેની પછવાડે લાગેલા સ્વારોને તેને પકડવાને નાળામાં ઉતરવું પડે અને તેથી જેટલો સમય વિલંબ થાય તેટલામાં સર્ફોજીની સામેથી જણાતી ટુકડી આવી પુગે. એમ બને તો પછી સરખે સરખી લડાઈ થાય અને તે માટે પંતોજી તત્પર હતો. નાળામાં માટી અને ચીકણો ગારો હતો. સ્વારોએ તેને તે તરફ જતો જોઇને નાળામાં ઝંપલાવ્યું. ઘોડાઓને આગળ વધતાં પંતોજી કરતાં બહુ મુશ્કેલી નડી અને આથી પંતોજી ને ઘોડેસ્વારો વચ્ચેનો તફાવત થોડો વધ્યો, પણ ઘોડેસ્વારોમાંના કેટલાકોએ આ પ્રમાણે પંતોજીની પછવાડે જવું નિરર્થક ધારી પાછા ફરી સરીઆમ રસ્તે તેને નાળાના બીજા છેડા ઉપર ઘેરવાનો ઇરાદો કર્યો અને તે મુજબ પાછા વળ્યા. પણ ઘોડેસ્વરોમાંથી બેએકે પંતોજીની પુઠ છોડી નહી. તેઓના ઘોડા સારા હતા અને જો કે હજુ તફાવત તેટલો ને તેટલો જ હતો પણ પંતોજીને થાક બહુ ચઢ્યો હતો તેથી કેટલો વખત ખેંચી શકશે તેની તેને ચિંતા થતી હતી. આમ ચાલ્યો જતો હતો તેવામાં બીજી તરફથી આવતું એક નાળું તેના નાળામાં મળી જતું જણાયું. નાળામાં પાણી હતું જ નહી, અને દૂર નજર નાંખતાં, એ નાળાનો અંત પોતાના મિત્ર સર્ફોજીની ટુકડી તરફને રસ્તે મળી જતો જણાયો. તરત જ તે પોતાનો માર્ગ બદલી એ બીજા નાળામાં ધસ્યો તેની પછવાડેના ઘોડાસ્વારો તેણે લીધેલા આ વાંકા માર્ગને લીધે વધારે પાછળ પડ્યા અને હવે ભય સરીયામ રસ્તાપર જનાર ઘોડેસ્વારો તરફથી હતો. તેઓ નાળામાંથી બ્હાર નીકળી રસ્તાપર આવી ગયા હતા પણ ઉપર આવતાં જ સામેથી આવતી ટુકડી જોઇને તે દુશ્મન છે કે મિત્ર તે વિચાર કરતા જરા થોભ્યા. સામી આવતી ટુકડીમાંના માણસોની સંખ્યા પોતાના કરતાં મોટી હોવાથી તે સ્વારોએ આગળ વધતાં પ્હેલાં થોડોક આંચકો ખાધો. અને પંતોજી પછવાડે દોડતા ઘોડેસ્વારોને બુમ પાડીને પોતાની તરફ એકદમ પાછા વળી આવવાને કહ્યું. આ ઢીલનો લાભ પંતોજીએ લીધો. તેણે એકદમ દોડવા માંડ્યું, અને નાળામાંથી બ્હાર નીકળેલા સ્વારો રસ્તાપરના સ્વારો સાથે જોડાઈ જાય તે પ્હેલાં તે સામે આવતી સર્ફોજીની ટુકડી પાસે જઈ પ્હોંચ્યો, તેને જોતાં જ સર્ફોજી અને સાથીઓએ હર્ષનાદના પોકારો કર્યા.

આવેશમાં આવી જઈ સર્ફોજી બોલી ઉઠયો. "પંતોજી, શું પ્રભુની ઇચ્છા થઈ ? શ્રી જગદંબાએ જ સહાય કરી કે અમને તેણે વખતસર જ અત્રે આણ્યા ! હવે આ ખાલી ઘોડાપર તું બેસ, અને આ તારી પછવાડે પડેલા દુષ્ટ મારાઓપર હલ્લો કરીએ !"

" **સર્ફોજી**" **પંતોજી**એ પ્રત્યુત્તર દીધો, " સાહસ કરવાનો આ સમય નથી આ સ્વારોની પછવાડે તેમની મદદે કદાચ બીજા સ્વારો આવતા હોય તો આ જીતેલો પ્રસંગ હારવાનો થાય; માટે આપણે માટે તો અત્રેથી પલાયન એ જ શ્રેષ્ઠ છે. જો તેઓ આપણી પછવાડે પડે તો આપણે સ્વાત્મરક્ષણાર્થે તેઓ જોડે લડીશું. " પણ પંતોજી, જો તેઓનો વિચાર પાછા ફરવાનો નથી દેખાતો, તેઓ એકઠા થઇને આપણી સાથે લઢવાને વિચાર કરતા દેખાય છે. " **સર્ફોજી**એ આ કહેતાં જ **પંતોજી** બુમ મારી ઉઠયો. "મને એક તલવાર કે ભાલો આપો " અને એકદમ પોતાને માટેના ખાલી ઘોડાપર સ્વાર થઇ, **સર્ફોજી**એ આપેલી તલવાર લઈ, **પંતોજી** લઢવાને માટે તત્પર થઇ ગયો; સામેથી ઘોડેસ્વારો પુરજોસમાં દોડતા આવતા હતા. **સર્ફોજી**એ પણ તેમની સામે ધસવાનો પોતાની ટુકડીને હુકમ કર્યો; બેઉ ટુકડીઓ સામસામી મળતાં સખ્ત મારામારી ચાલી, **પંતોજી**ને પકડવાને **સિંધી**આના સ્વારો ઘણું લડ્યા, પરંતુ વીરની માફક લડતા **પંતોજી** અને **સર્ફોજી**ના પરાક્રમ આગળ તેઓનું ચાલ્યું નહીં. **સર્ફોજી**ના સ્વારો ચુંટી કાઢેલા તેમ **સિંધી**યાના સ્વારો કરતાં ચુનન્દા હતા. લડાઈ ઘણીવાર ચાલી, પણ આખરે **સિંધી**યાના સ્વારોમાંથી અડધા મરાયા એટલે બાકીનાઓએ પુઠ ફેરવી નાસવા માંડ્યું. **સર્ફોજી**ના માણસો તેઓની પુઠે પડવા જતા હતા પણ **પંતોજી**ના કહેવાથી તેઓ અટક્યા અને સર્વેએ **જુન્નર** તરફનો માર્ગ લીધો. **પંતોજી** અને **સાંવળો** દોડવાથી અને વઢવાથી થાકી ગયા હતા. પણ **સિંધી**યાના સ્વારો પછવાડે પડશે એવું ભય હોવાથી તેઓએ જલદી કુચ કરી અને રાત્રિએ **જુન્નર** આવી પ્હોચ્યા. ત્યાં આવી પ્હોચતાં જ સર્વેએ વિશ્રાન્તિ લેવાની તૈયારી કરી. સર્વ ગોઠવણ કરવામાં ગુંથાયલા હતા તે સમયમાં કોઇને ખબર ન પડે તેમ **પંતોજી** કિલ્લાની બ્હાર નીકળી એક ખેતર તરફ ગયો.

---

# સંધ્યા અથવા મરાઠા રાજ્યનો સૂર્યાસ્ત.

## પ્રકરણ ૬ ઠું.

## પૂનાની રાજ્ય ખટપટ.



પંતોજીને ખેતરમાં જોતાં જ સોયરા, રામદાસ વિગેરે સ્નેહીઓ તેના સામે દોડી આવ્યાં, ને સર્વને આનંદ આનંદ થઈ રહ્યો. સોયરાએ તેને લગભગ પંદર મહિને દીઠો તેથી તેના હર્ષનો પાર રહ્યો નહી. આટલી ટુંક મુદતમાં પંતોજી આવી ઉંચી પાયરીએ ચઢ્યો તેથી સૌ તેની હુશીયારીનાં વખાણ કરવા લાગ્યાં પંતોજીએ માત્ર મળવા નિમિત્તે આવવાનું કારણ કહી પોતાને જલદીથી જવાનું છે એમ જણાવ્યું. સર્વજણે તેને વધારે દિવસ રહેવાનો આગ્રહ કર્યો. સર્વનો અતિતિવ્ર આગ્રહ છતાં પંતોજીએ બીજે દિવસે પ્રાતઃકાળે પૂના તરફનો માર્ગ લીધો; રસ્તામાં સર્ફોજી મળ્યો અને દોડતે ઘોડે માર્ગ કાપતાં મધ્યાહ્ન થતાં પૂને આવી પ્હોંચ્યા.

પૂને આવતાં જ પંતોજી પરભાર્યો નાનાને મળ્યો. નાનાએ એને જોતાં જ કહ્યું " પંતોજી ત્હારો પત્ર મને કાલે જ મળ્યો. તેમાં લખેલા સમાચાર અતિશય ચિંતાજનક ને જોખમવાળા છે. તેમાં વળી ત્હારા મ્હોંએથી સાંભળેલા સમાચાર વધારે ગુંચવારામાં નાંખે છે. પરશુરામભાઉ સિંધિયા સાથે લડાઈ કરવાને તૈયાર થયો છે; પણ મ્હારૂં સૈન્ય સિંધિયા કરતાં ન્હાનું છે તેથી વિજયની આશા રખાતી નથી; અને આવા સંજોગો વચ્ચે લડાઈ કરવી એ ગાંડપણ—કેવળ મૂર્ખાઈ જ ગણાય. પરમેશ્વર પાધરા હોયે ને કદાચ ચક્ર ફરે ને હુ સિંધિયા તેમ જ આલોબાની યોજનાઓ તોડી નાંખવા આગળ જતાં ફતેહમંદ થાઉં. "

નાનામાં મનોબળ, નિપુણતા અને સમયસૂચકતા કોઈ પણ ભયની સામે થવામાં સંપૂર્ણ હતી તોપણ તે હીમ્મત માટે કાચો ગણાતો હતો. હાલમાં તે વૃદ્ધાવસ્થાને પ્હોચ્યો હતો; અને ચારે તરફથી વિચારતાં જયની આશા તેને ન લાગી ત્યારે લડાઇમાં ઉતરવાને તેનું મન ડરતું હતું. બાજીરાવ જેણે વધારે મજબુત પક્ષતરફ રહેવાની લાગણી દેખાડી હતી તેનાપર તેને જરા પણ વિશ્વાસ નહોતો.

ઉપર પ્રમાણે નાનાનું બોલવું સાંભળી પંતોજી બોલ્યો " મહારાજ, જો આપની સલાહ લડવાની ન હોય તો આપ કયો માર્ગ ગ્રહણ કરવા માગો છો ? "

" હું આ દેશ એકદમ છોડી જઈશ " નાનો નિશ્વાસ નાંખતાં બોલ્યો. " જો અત્રે હું હવે વધુ રોકાઉં તો બાલોબા જે મ્હારો અંગત શત્રુ છે તે જરૂર મ્હારા જીવને જોખમ પ્હોચાડશે. આ અણચિંતવી તુટી પડેલી આફતમાંથી મુક્ત થવાને મને થોડો વખત લાગશે. હાલમાં વખત બહુ બારીક છે ને તેવે સમયે અહીં રહી શત્રુઓના પંજામાં સપડાવવાનો પ્રસંગ લાવવો એ મૂર્ખાતા નહી તો બીજુ શું ? હું પરશુરામભાઉને લડવાની રજા નથી આપતો તેથી તેને ઘણું માઠું લાગ્યું છે; પણ જેણે આ દેશમાં માંહોમાંહનો વિગ્રહ–કે જે વિગ્રહનું પરિણામ મરાઠા રાજ્યના નાશમાં આવશે–તે વિગ્રહ થતો અટકાવવાને ઘણાં વર્ષો થયાં પ્રયત્નો કર્યાં છે. તે હું હવે પૂનાપર ભયંકર આફત લાવવા દઇશ નહી. બાલોબા મ્હારી સામે આવે છે; અને જો હું અંહીથી ચાલ્યો જાઉં તો જરા પણ લોહી રેડાશે નહી. પંતોજી, આવો મ્હારો વિચાર બંધાઈ ચુકયો છે. પણ જ્યાં જઉં ત્યાં તું મ્હારી સાથે આવશે કે ?"

" મહારાજ, એ શું બોલ્યા ! આ સેવક આપની સાથે રહેવામાં હમેશ તૈયાર જ છે. તેમ મામા સર્ફોજી પણ આવશે. આપ પૂના કયારે છોડવા માગો છો ? "

" કાલે મને ત્હારો પત્ર મળ્યો કે તરત જ મ્હેં જાસુસો રવાના કર્યા છે. તેઓને સિંધિયાનું લશકર કુચ કરવા ઉપડે કે મને ખબર પ્હોચાડવાનો સખત હુકમ કર્યો છે. તેવી ખબર સાથે જ હું પૂના છોડી જઈશ. ઘોડાઓ તૈયાર રહેશે, અને સિંધિયાનો પગ પૂનામાં પડશે તે સમયે હું ઘાટને બીજે છેડે જઈ પ્હોચ્યો હઈશ. તું સરફોજીને મોકલતો જજે, કારણ પેશ્વાના સૈન્યના દરેક સરદારને તે ઓળખે છે તેમ મ્હારે કોના ઉપર વિશ્વાસ રાખવો તે પણ એ કહી શકશે. "

સર્ફોજી મહેલ બ્હાર ઉભો હતો તેને પંતોજીએ સર્વ સમાચાર વિદિત કર્યાં ને નાનાનો ફરમાન પણ સંભળાવ્યો.

" હું ધારૂં છું કે નાનાનું ધારવું વ્યાજબી છે " સર્ફોજી બોલ્યો, " પરશુરામભાઉ બળવાન સિંહ જેવો યોધ્ધો છે એ ખરૂં છે, તેમ ટુંક સમયમાં ધારવા કરતાં સૈન્યનો જમાવ જેટલો થઈ શકયો છે તેના કરતાં સિંધિયાનું લશકર સંખ્યામાં વધારે છે, એ જોતાં લડાઇનો સંભવ દૂર રાખવામાં નાનો ડાહપણ કરે છે. તે વૃદ્ધ ઘણો બાહોશ અને અનુભવી નર છે. તે વિષે મને તો ખાતરી છે કે તું તેને ટુંક સમયમાં પુનઃ આ જ પદવીએ જોઇશ. હું તેની સાથે જ રહીશ " આમ બોલી બન્ને જણ છુટા પડ્યા.

\+ \+ \+ \+ \+

બીજે દિવસે સર્ફોજીને તેમ બીજા વિશ્વાસુ સરદારોને, નાના તરફથી, પોતપોતાની ટુકડીઓ લઈ પૂનાની પશ્ચિમ તરફના માર્ગપર એક માઇલ દૂર તૈયાર રહેવા હુકમ મળ્યો. હુકમ પ્રમાણે સર્વ નિર્મેલા સ્થાને તૈયાર રહ્યા. તેઓ આશરે છસોની સંખ્યામાં હતા. અર્ધા કલાકમાં નાનો પોતાના મિત્રોની ન્હાની ટુકડી સાથે ઠેરવેલી જગ્યાએ આવી પ્હોચ્યો.

નાનો ઘોડો થોભાવતાં બોલ્યો, " મ્હારા વીરો, તમારી નિમકહલાલી માટે હું તમને ઘણી જ શાબાશી આપું છું ને તમારો ઘણો જ આભારી છું; જ્યારે ઈશ્વર કૃપાએ પુનઃ સારો વખત

આવશે ત્યારે તમારી આ નોકરીની કદર પીછાન્યા વગર રહીશ નહી. સિંધિયાના સૈન્યે આજે સવારે કુચ કરી છે અને તેના સ્વારો કાલ સાંજ સુધીમાં પૂને આવી પ્હોચશે."

તેઓ સર્વએ સતારા તરફનો માર્ગ લીધો. બે દિવસમાં જાસુસ મારફતે ખબર મળ્યા કે સિંધિયા પૂને આવી પ્હોચ્યો છે ને બાજીરાવ સાથે સ્નેહભાવે મુલાકાત થઇ છે. કપટશીલ બાલોબાએ પરશુરામભાઉને મળતાં ગાઢ મિત્રતા બતાવી છે પણ તે વૃદ્ધ વીર છેતરાયો નથી.

ઉપરના સમાચાર મળ્યા પછી બહુ દિવસે પરશુરામ તરફથી પત્ર મળ્યો. તેમાં એવી મતલબ હતી કે બાલોબાએ બાજીરાવ સામે થવા તથા પેશ્વા અને પ્રધાન પોતે જ નીમવાનો ઠરાવ કર્યો છે, તેમ જ તેણે મને દરખાસ્ત કરી છે કે માધવરાવની વિધવાએ ચિમનાજી આપાને દત્તક લેવો, બાજીરાવને કેદ કરવો અને મ્હારે ( ભાઉએ ) પ્રધાનપદ સ્વીકારી રાજ્ય-કારભાર હાથમાં લેવો. આ બાબતમાં પરશુરામે નાનાની સલાહ પુછાવી હતી; અને વધુ જણાવ્યું કે બાલોબાની વૃત્તિ ઘણે અંશે દરખાસ્ત પ્રમાણે વર્તવાની છે; અને ધારવા પ્રમાણે સર્વ વ્ય-વસ્થા થાય તો તેનું મન તેથી સંતુષ્ટ થશે.

પ્રત્યુત્તરમાં નાનાએ બાલોબાની દરખાસ્ત માન્ય રાખવા સલાહ આપી, પરંતુ તેની સાથે સૂચવ્યું કે બાજીરાવને કેદી તરીકે બાળોબાના રક્ષણમાં ન મુકવા દેતાં પરશુરામે પોતાના કબજામાં રાખવો એ ઘણું જરૂરનું છે. બાજીરાવના ઉપર હાલની ભયંકર સ્થિતિનું પરિણામ આધાર રાખે છે, માટે ગમે તેમ કરી બાજીરાવને તેમનાં જાળમાં ફસાવા દેવો નહી.

નાનાની આ છેવટની સૂચના પરશુરામને અભિમત થઈ નહી ને તેથી તે ઉપર તેણે દુર્લક્ષ્ય રાખ્યું. નાનો બીજા મરાઠા સરદારોને સિન્ધિયા સામે લડવાને એકત્ર કરે છે એમ બાળોબાતાત્યાએ જ્યારે સાંભળ્યું ત્યારે તેણે દૌલતરાવ સિન્ધિયાની રાજ્યકાર્યદક્ષતામાં અપ્રવિણતા ધ્યાનમાં લેતાં નાના સાથેની શત્રુતા ભુલી જઈ તેની સાથે પત્રવ્યવહાર ચલાવી પોતાની ચાલતી ખટપટમાં સલાહ લીધી. આ યુક્તિથી નાનાના મનનું પણ સમાધાન થયું. નાનાને પૂને આવવા નિમંત્રણ આવ્યું; ને તે પૂને જવા તૈયારી કરતો હતો એટલામાં એવા સમાચાર ફરી વળ્યા કે બાજીરાવને પરશુરામે બાળોબાના કબજામાં રહેવા દીધો છે. આથી તે રાજ્ય-નયદક્ષ પ્રધાન ચેત્યો ને બાળોબાની યુક્તિ પોતાને પૂને બોલાવી ફસાવી, શત્રુને હવાલે કરવાની કેમ ન હોય એમ સંશય ઉત્પન્ન થયો. નાનાને આ બાબતમાં કાંઈ દગો લાગતાં કાંઈ નિમિત્ત કહાડી પૂને ગયો નહી.

બાજીરાવ આ રચાયલા કાવત્રાથી તદન અજાણ હતો. સિન્ધિયાએ થયેલા ખર્ચવાસ્તે બાજી-રાવ પાસે પૈસાની ઘણી જ ભારે માગણી કરેલી; ને તે બાબત સમજુતી કરવા તેની છાવણીમાં ગયો ને અજાએબી વચ્ચે તેને કેદ કરવામાં આવ્યો. ચિમનાજી આપાએ પોતાના મ્હોટા ભાઇના હક છીનવી લેવામાં સામેલ રહેવા ના પાડી, પરંતુ ધમકી ને ત્રાસ આપી તેને ગાદી ઉપર બેસાડ્યો. ચિમનાજી આપાને પેશ્વાની પદવી આપ્યા પછી બીજે દિવસે પરશુરામભાઉએ નાનાને પત્ર લખી જણાવ્યું કે તેણે પૂને આવી બાળોબાને મળવું, અને પેશ્વાના રાજ્યનો દિવાની કારભાર પુનઃ સર હાથમાં લેવો તથા લશ્કરી ગોઠવણ તથા સરદારી હાલ છે તેમ જ રાખવી.

આ પત્રના ઉત્તરમાં નાનાએ જણાવ્યું કે આ સર્વ વાત નક્કી કરવા પરશુરામે પોતાના બડા પુત્ર હરિપંતને મોકલવો. હરિપંતને એલચી તરીકે મોકલવાનું નક્કી ઠર્યું. પરંતુ તે પાંચ હજાર

ચુંટી કાઢેલા સ્વારો સાથે પૂનેથી રવાના થયો. આ હીલચાલથી નાનાનો સંશય વધ્યો; અને તેમાં પણ બાબારાવ ફડકેના ચેતવણીરૂપે આવેલા છુપા પત્રથી તેનો વ્હેમ વધારે દૃઢ થયો.

જ્યારે સર્વેની દૃષ્ટિએ નાનાના નસિબનો તારો અસ્તમાં જતો લાગ્યો તથા તેનું ભવિષ્ય ઘણું જ ભયંકર સ્થિતિ તરફ જતું દેખાયું ત્યારે નાનાનું બુદ્ધિબળ અનેક યુક્તિપ્રયુક્તિ રચવામાં તથા શેતરંજની રમતની પેઠે પોતાનાં મ્હોરાં બચાવી સામાપક્ષનાં મ્હોરાંને મારી રાજાને મહાદ કરવાની શક્તિમાં ફતેહ પામવાનાં સાધનો શોધવામાં રોકાયલું હતું. આવા કટાકટીના સમયે નાનાનું બુદ્ધિ-ચાતુર્ય તથા એક પછી એક તેની વિજય પામતી યુક્તિઓ આખા ભારતવર્ષમાં શ્રેષ્ઠ પંક્તિમાં મુકાવા લાગ્યાં અને સમકાલિન યુરોપિય રાજપુરુષોએ તેને **"મરાઠામેચીવલ"**નું ઉપનામ આપ્યું. પૂના છોડયા પછી નાનાએ ધીમે ધીમે પોતાના સૈન્યમાં વધારો કર્યો. તેની પાસે અખુટ દોલત હતી એટલે તે પોતાની યુક્તિમાં ફાવતો ગયો. જેવા ઉપરના સમાચાર તેને મળ્યા કે તરત જ વાઈ શહેર છોડી કોકણ તરફનો માર્ગ લીધો. ઘાટ ઉપર પ્હોચતાં પોતાના સર્વ માણસોને કોકણ જવાના માર્ગ ઉપર મ્હોટા મ્હોટા પથ્થરો નાંખી માર્ગ બંધ કર-વામાં રોકયા, તેમ રસ્તામાં કામ ચલાઉ કેટલીક નવી કીલ્લેબંધી કરી અને દરેક સ્થાને બસો બસો માણસની ટુકડી રાખવામાં આવી. બાકીની પાયદળ ટુકડી સાથે પોતે રાયગઢનો આશ્રો લીધો ને તેની કીલ્લેબંધી મજબુત કરાવી.

બાળોબાએ પણ નાનાની પુઠ વગર વિલંબે પકડવામાં તથા મદદ માટે સિંધિયાના ચુંટી કાઢેલા સ્વારો મોકલવા પોતાનો ઇરાદો જણાવ્યો. પરન્તુ નાનાના હિતચિંતક પણ ગુપ્ત મિત્રોની સલાહથી પ્રથમ તો પરશુરામ વિરુદ્ધ પડ્યો. પરન્તુ બાળોબાએ શી લાલચ દેખાડી કે પરશુરામ હવે નાના સામે ખુલ્લીરીતે શત્રુતા દેખાડવા તૈયાર થયો. તે કૃતઘ્નીએ નાનાની સર્વ માલમિલકત બતાવી આપી. પૂનામાંની નાનાની મીલકત તેણે પોતાના વપરાશમાં લીધી. નાનાએ થોડા દિવસ સુધી આ સર્વ બનાવની વિગત છુપા જાસુસ મારફતે મેળવી ને વધુ વિગત મેળવવા બીજા મંત્રશોધક પણ રવાના કર્યા. અંતે પંતોજીને પોતાની પાસે બોલાવ્યો.

તે આવતાં જ નાનો બોલ્યો, "મ્હારે તને એક મહત્વનું કામ સોપવું છે. તે કામ જોખમવાળું ને હિમત્તથી કરવા જેવું છે. તે કામને લાયક તું જ છે અન્ય કોઈ નથી. એમ કહી તેને કેટલીક બાતમીથી પુરેપુરો માહિતગાર કર્યો. આ જે બનાવો બન્યા છે તેનું તાર્તમ્ય હું એમ ધારૂછું કે બાજીરાવને મ્હારા એકત્ર થવામાં સર્વ રીતે લાભ સમાયલો છે. બાળોબાને હાથે અમે બેઉએ નુકસાન ખમ્યું છે. બાજીરાવ સિંધિયાની છાવણીમાં નજર કેદ છે. મને પાકે પાયે એવા સમા-ચાર મળ્યા છે કે બાજીરાવ આ દશા સમજી શકેછે. તેમ એમ ધારેછે કે હું મ્હારે પોતાને વાસ્તે અગર તેને વાસ્તે મદદ કરવા અશક્ત છું. આવું સમજવામાં તેની ભુલ છે; તેને ખબર નથી કે હોલકર જે સિંધિયાની વધતી જતી સત્તા જોવા ઇચ્છતો નથી, તેની સાથે મ્હેં પત્રવ્યવહાર ચલાવ્યો છે. ને તેણે પોતાથી બનતી મદદ આપવા તૈયારી દેખાડી છે. કોલ્હાપુર તથા વીરારના રાજાઓ પણ સ્હાય કરવા તૈયાર છે. નિઝામ સરકાર પણ તેની સાથે થયેલા તહથી મદદ કરવાને બંધાયલી છે. મ્હારા તરફથી સંદેશો મળતાં જ, પેશ્વાના ખાનગી સૈન્ય સાથે બાબારાવ ફડકે મને મળી જવા ઉત્સુક છે. વધારામાં બાળોબાના શત્રુ શયાજી પટેલ મારફતે સિંધિયા સાથે ખાનગી પત્રવ્યવહાર શરૂ કર્યો છે. પરશુરામભાઉની જાગીર સાથે અહમદનગરનો કીલ્લો અને દસ લાખની પેદાશનો મુલક બાજીરાવને મનસદ ઉપર બેસાડવા ને બાળોબાને

કેદ કરવાને પોતાના રાજ્ય તરફ સૈન્ય સહિત પાછા ચાલ્યા જવાની સરતે તેને આપવા કબુલ કર્યું છે."

"મ્હારી ખાત્રી છે કે જ્યારે બાજીરાવ આ સમાચાર જાણશે ત્યારે મ્હારી સાથે તે એકમત થશે ને મને મદદરૂપ થઈ પડશે. સિંધિયાએ બાજીરાવને હવે પોતાની છાવણીની મધ્યમાં એક પરાણા તરીકે તેની ન્હાની છાવણીસાથે હાલમાં સખત જાપ્તા સાથે રાખ્યો છે. જો તું કોઈપણ રીતે તેની છાવણીમાં દાખલ થાય તો પછી ખાનગી મુલાકાત લેવામાં તને યત્કિંચિત્ પણ અડચણ આવશે નહી. હું તને એક હજાર સુવર્ણ મ્હોર આપુંછું. તે તેને આપજે એટલે ખાનગી રીતે તે સૈન્ય પણ ઉભું કરી શકશે."

"હું તે કામ બજાવીશ, માત્ર બાળોબાએ મને જોયો છે તેથી કાંઇ.......... પણ જખમારેછે હું એવી રીતનો વેશ બદલો કરીશ કે તે ઓળખી શકશે નહી" પંતોજીએ જવાબ આપ્યો-

વખત ન ગુમાવતાં સાધારણ સ્વારના પોષાકમાં પંતોજી અશ્વઉપર બેશી પૂના તરફ રવાના થયો. પૂના શહેરમાં ન જતાં, શહેર બ્હાર બે માઇલ દૂર આવેલી એક ખેડુતની ઝુંપડીમાં ઉતારો કર્યો.

પંતોજીએ, સ્વસ્થ થયા પછી ખેડુતસાથે વાત કરતાં પુછ્યું "મારે એક ગાડું તથા બળદની જોડ થોડા દિવસમાટે ભાડે જોઇએ છીએ તે મળી શકશે કે?"

"હા, મળી શકશે. હું પોતે જ મ્હારૂં—ગાડું તથા બળદ આપીશ. પણ હું તમને ઓળખતો નથી એટલે તેની કીમત અનામત મુકવી પડશે."

"હું તે આપી શકીશ પણ તમારા બળદ ગાડા કરતાં વધારે કીમતી ઘોડો તમારે ત્યાં મુકતો જાઉ છું. તેમ સો રૂપીયા અનામત મુકુછું. મ્હારે બહુ દિવસ તમારૂં ગાડું જોઇશે નહીં."

ગાડા બળદનું ભાડું નક્કી કર્યા બાદ પંતોજી અંધારૂં થતાં શહેરમાં જઇ આવ્યો, ને વેશ બદલવા માટે જોઇતો સામન ખરીદ્યો. ગાડામાં ઘાસ પુળા તથા કેટલીક દાણાની ગુણો ભરી બીજે દિવસે સિંધિયાની છાવણી તરફનો રસ્તો લીધો. થોડે દૂર ગયા પછી શરીરે કાળો રંગ લગાવ્યો ને ભવાં તથા માથાના બાળને જરા જરા સફેદ રંગ લગાડયો, ને આધેર વયનો દેખાવા લાગ્યો. વેશ તો એવો કર્યો કે બાળોબા તો શું પણ જેની પાસે તે રાત્રિ દિવસ રહેતો હોય તે પણ ઓળખી શકે નહી. પોતાની પાસેની સુના મ્હોરો તો તેણે રાત્રિએ એકાન્ત જગ્યામાં ખોદીને ડાટી હતી. તે સમયમાં ખેડુત હાથમાં વાંસનો લાંબો સોટો રાખતા હતા તે પ્રમાણે એક સોટો પણ રાખ્યો હતો. પૂના શહેર વટાવી સમી સાંજે ત્રણ માઇલ દૂર પડેલી સિંધિયાની છાવણીમાં જઈ પ્હોચ્યો.

સૈન્યના વપરાસ માટે પ્રતિ દિવસ છાવણીમાં લાકડાં, ઘાસચારો તથા અનાજનાં ગાડાંઓનો અવર જવર હોવાથી આ ગાડા તરફ કોઇનું લક્ષ ખેંચાયું નહી. બાજીરાવના એક અમલદારની પોતાની ટુકડીના ઘોડાઓમાટે તેમ જ માણસો માટે આ સામન લીધો છે એમ કહી બાજીરાવની છાવણીનો માર્ગ પુછતો પુછતો મધ્ય ભાગમાં આવેલી જરા ઉંચાણવાળી જમીનપર પડેલી તે છાવણીમાં આવી પહોંચ્યો. ધારવા કરતાં છાવણી મ્હોટી હતી. બાજીરાવને આ છાવણી છોડવાનો હુકમ નહોતો તેમ છતાં છાવણીમાં તેની પૂર્ણ સત્તા રાખવા દેવામાં આવી હતી. પચાસથી સાઠ સ્વારોની તેની ખાનગી ટુકડી તથા તેના બે ચાર અમલદારો તેહનાતમાં રાખ-

વામાં આવ્યા હતા. આ ટુકડીનો યુવાન નાયક પંતોજીનો ઓળખીતો હતો. તેને એક તંબુના દરવાજાપાસે ઉભેલો દેખી ત્યાં આગળ ગાડું થોભાવી પંતોજી તેની પાસે ગયો; ને નમી સલામ કરી બોલ્યો. "આ ગાડું ક્યાં ખાલી કરવાનું છે?" અમલદારે ઉત્તર આપ્યો "મને તે વિષે કાંઈ પણ ખબર નથી. સામન વાસ્તે કોણે હુકમ આપ્યો છે?"

આ સાંભળી પંતોજીએ અવાજ બદલી ધીમેથી કહ્યું "નારાયણ, તમે મને ઓળખતા નથી? હું તમારો મિત્ર પંતોજી!"

બેદરકારીથી જવાબ મળ્યો, "અશક્ય"

"ખરેખર હું પોતે તે જ છું. અત્રે કાંઇ જરૂરના કામસર આવ્યો છું. બાજીરાવ સારૂ કાંઈ ખાનગી સંદેશો લાવ્યો છું. શંકા ન લાવતાં મ્હારા આવ્યાની ખબર તું તેમને આપ, હું અત્રે જ ઉભો છું."

"જરૂર હું તેમને ખબર કરૂં છું." પંતોજીને બાળોબાના મંત્રશોધકો (ડીટેકટીવ) સર્વ સ્થળે ફરે છે તેથી સાવચેતીથી ગાડાપાસે બેશી રહેવા કહ્યું, તેમ બાજીરાવ સાથે મળવાની ઘણી જ ગુપ્ત વ્યવસ્થા કરવી પડશે તે પણ જણાવ્યું. "તું ગાડું ખાલી કરવાના હુકમની રાહ જોતો હોય તેમ ગાડા પાસે બેસ ને હું બાજીરાવ સાહેબના તંબુમાં જઈ તપાસ કરી આવું છું." આટલું કહી નારાયણ પેશ્વાના તંબુમાં ગયો; અને અર્ધા કલાકમાં પાછો ફર્યો.

"સરકાર તને મળશે. પ્રથમ ઘોડારમાં ત્હારૂં ગાડું ખાલી કરી બેલો છોડી નાંખ. અને પછી સરકારના તંબુની પાસેના તંબુ નજીકમાં ઉભો રહે. તે તંબુમાં તેનો ખજાનચી રહે છે કે જે સર્વને પૈસા ચુકવે છે એટલે કોઈને વ્હેમ આવશે નહીં. હાલ તે તંબુમાં કોઇ નથી. તેથી બાજીરાવ ગુપ્ત રીતે પાછલે દરવાજેથી તેમાં આવશે ને ત્યાં તું સ્વસ્થપણે સર્વ મંત્ર કરજે."

પંતોજીએ તેના કહેવા પ્રમાણે કર્યું. અને બાજીરાવને તંબુમાં દાખલ થતા જોઇ પોતે અંદર ગયો ને સલામ કરી ઉભો રહ્યો.

ત્હારૂં નામ પંતોજી ! મ્હેં તને કોઇ કોઇ વેળા જોયો છે. તું માધવરાવનો બહુ જ વિશ્વાસપાત્ર માણસ હતો એમ મને ફડકે વારંવાર કહેતા હતા. નારાયણ કહે છે કે તું કાંઇ ખાનગી મંત્ર કરવા માગે છે ને ત્હારા વેસપરથી લાગે છે પણ તેમ જ."

"હજુર, એમ જ છે. નાના ફડનવીસને આપનો સંદેશો મળ્યો છે. આપની મિત્રતાના વચનો માટે ઉપકાર માને છે. અને ઉત્તરમાં આપને જણાવવા મને મોકલ્યો કે બાળોબાની જાળમાંથી છુટા થવાનો સમય આવી લાગ્યો છે." એમ કહી નાનાનો સંદેશો. અથ–ઇતિ કહી સંભળાવ્યો.

જેમ જેમ પંતોજી સંદેશો કહેતો ગયો તેમ તેમ બાજીરાવના ચ્હેરાપર ફેરફારો થવા લાગ્યા. તે બોલ્યો "ખરેખર આ સમાચાર ઘણા જ અગત્યના છે. હું ધારતો હતો જ કે ફડકે મ્હારા તરફ નિમકહલાલ છે. ને હાલમાં આ સમયે જગતમાં તે મ્હારો એક જ મિત્ર છે. તેમ નાનાજેવા મહાન્ પુરૂષ સાથે મિત્રતા થાય તો પછી શું જોઈએ! ખરેખર તે એક ચતુર નર છે. આ સંદેશા માટે હું તેનો ઘણો જ આભારી છું. મને પેશ્વાની ગાદીપર બેસાડવામાં તે વિજયી થાય તો તે કહે તેમ કરવા હું તૈયાર છું. માધવરાવની પેશ્વાઇમાં તે જે સત્તા ભોગવતો હતો તેટલી જ સત્તા સાથે તે મ્હારો પ્રધાન થશે."

## સંધ્યા અથવા મરાઠા રાજ્યને સૂર્યાસ્ત.

"સરકાર જે ખેડુતને ત્યાં હું ઉતર્યો છું ત્યાં આપને સર્વ સામગ્રી તૈયાર કરવામાં મદદરૂપ **નાના**એ આપેલી એક હજાર સુવર્ણ મ્હોર રાખી છે. પણ તેણે એવી સૂચના કરી છે કે આપે બહુ સાવચેતીથી વાપરવી. કોઇની પણ મદદ વગર **નાનો** પોતાની યુક્તિઓ બર લાવે એમ છે. પણ જ્યાંસુધી છેલ્લો ફટકો લગાવવા વખત ન આવે ત્યાં સુધી આ હીલચાલનો વ્હેમ રજ પણ **બાળોબા**ને આવવો ન જોઇએ. વખતે છાવણીમાં તપાસ થાય ને હું પકડાઈ જાઉં તે ભયથી પૈસા હું આજે લાવ્યો નથી. પણ હવે જ્યારે બે દિવસ પછી પાછો આવીશ ત્યારે જરૂર લેતો આવીશ—".

કહ્યા પ્રમાણે **પંતોજી** બે દિવસ પછી પૈસા આપવા આવ્યો; અને **નાના**ના કહ્યા પ્રમાણે **બાજીરાવ** પાસેથી લેખીત દસ્તાવેજ લીધો. અનાજના કોથળામાંના એકમાં તે મ્હોરો છુપાવી હતી. તે ગુણ **બાજીરાવ**ના ખાસ ઘોડાના તંબુમાં નાંખી અને સહીસલામત **મ્હોરો બાજીરાવ**ને પ્હોચડાવી. બીજી ગુણો અગાઉ દેખાડેલી જગાએ ઉતારી. સલામ કરી **પંતોજી** ખેડુતને ત્યાં આવ્યો. તેણે ગાડા બળદનું ભાડું ચુકતે કરી, વેશ બદલી, ઘોડેસ્વારના પોષાકમાં **રાયગઢ** તરફ ગયો અને **નાના**ને બધી વાતથી વાકેફ કર્યા.

---

### પ્રકરણ ૭ મું.

## બાજીરાવનો છુટકારો અથવા નાનાની ફતેહ.



પંતોજી **નાના** પાસે વધુ રહી શક્યો નહી. કારણ પુનઃ તેને ત્રણ દિવસમાં **પુને** જવું પડ્યું. આ વખતે **પુના**માં **બાજીરાવ**ના પક્ષના **નીલકંઠરાવ** પરભુ અને **માલોજી** ઘોરપડે બે મ્હોટા અમલદારો સાથે ઉતારો કર્યો. **બાજીરાવ**ની ખર્ચી માટે તે બીજા પૈસા સાથે લાવ્યો હતો, તે તેમને હવાલે કર્યા. મુદ્દામ **બાજીરાવ**ને તેને કોઈ પણ જાતનો સંદેશો પ્હોચાડવાનો નહોતો.

**પુને** મોકલતી વખતે **પંતોજી**ને **નાના**એ કહ્યું હતું કે "**પુને** જઇ મને ત્યાંની સર્વ હકીકત તથા જે બનાવો બને તેનો વિગતવાર હેવાલ મોકલતો રહેજે. **બાજીરાવ** યુવાવસ્થામાં છે તેથી કાંઈ સાહસિક પગલું ભરી બેસતાં વાર નહી લાગે. અને જો **બાળોબા**ને જરા પણ સંશય પડ્યો કે તરત તેને કોઈ દૂરના કીલ્લામાં મોકલાવી દઈ મ્હારી સર્વ મહેનત ધૂળ કરશે ને મ્હારી બધી યુક્તિઓ નિષ્ફળ થશે. **ચિમનાજી**ને તેના ભાઇના પ્રતિનિધિ તરીકે સત્તા આપી રાખવો પડશે. માટે ત્હારે બધી રીતે તપાસ રાખી વખતો વખત મને ખબર આપતાં રહેવું."

**પેશ્વા**ના આ બે અમલદારોએ **પંતોજી**નું ઘણું સન્માન કર્યું. પેશ્વાના વિષયમાં તેઓ ત્રિપુટી થયા ને **પંતોજી**ના પ્રશ્નનો ઉત્તર આપતાં તેઓ બોલ્યાઃ—

"બધું ઠીક ચાલે છે. **રાઘોબાદાદા**નો સહાયાધિકારી વૃદ્ધ સરદાર **માનાજી** ફડકે હાલ **બાજીરાવ**ની છાવણીમાં રહેછે અને તેની નોકરીમાં માણસો ઉમેરતો જાય છે."

"તેમને ક્યાં એકઠા કરવામાં આવે છે?

"બાજીરાવની છાવણીમાં, તેને કોઈ હરકત કરે તેમ નથી."

"પગલું બહુ સાહસિક લાગે છે" પંતોજી વિચાર કરતો બોલ્યો. દેખીતી રીતે બાજી-રાવ છુટો છે ને જોઇએ તેટલા મિત્રો છાવણીમાં તે રાખી શકે એમ છે, પરન્તુ હથીયારબંદ માણસ એકત્ર કરવાનું કામ ઘણું દુર્ઘટ છે; કારણ બાળોબા જેવા વિચક્ષણ નરની આંખથી છુપું રહી શકે તેમ નથી. આનું પરિણામ મને તો કાંઈ ઠીક લાગતું નથી.

આ બનાવને થોડા દિવસ વીત્યા હશે ને એક દિવસ સાયંકાલે સિંધિયાની એક ટોળી આ બે અમલદાર રહેતા હતા તે રસ્તાપર આવતી દેખાઈ. બન્ને અમલદારો ઘરમાં હતા. આ જોઈ તેઓ આશ્ચર્ય પામ્યા. તેઓ ચેત્યા ને ઘરના દરવાજા બંધ કરવા હુકમ કર્યો. આ વખતે ઘરમાં વીસેક માણસો હતાં, સિંધિયાની ટોળી આ અમલદારોના ઘર આગળ આવીને અટકી. ટોળીના નાયકે દરવાજા ઉઘાડવા તથા આ બે અમલદારોને સ્વાધીન કરવા હુકમ કર્યો. તિરસ્કાર સાથે માગણી ના કબુલ કરી. જોર જુલમથી દરવાજો તોડવા હુકમ આપતાં જ ઉપરથી બંદુકના મારાથી ટોળીના માણસોને વધાવી લેવામાં આવ્યા. તો પણ હિમતથી તેઓ ધસ્યા, ઘણા પડ્યા ને અંતે તે સરદારે રહેલાં મુઠીભર માણસથી મકાનનો કબજો લેવો મુશ્કેલ છે એ જ્યારે જોયું ત્યારે પોતાના બાકી રહેલા માણસો સાથે સિંધિયાની છાવણી તરફ ઉતાવળે પાછો ફર્યો.

તરત જ તબેલામાંથી ઘોડાઓ મંગાવી નીલકંઠરાવ તથા માલોજી ઘર છોડી દસ સ્વાર સાથે ઝડપથી નીકળી પડ્યા. પંતોજી નાનાને આ બનાવની વિગત લખવાના ઈરાદાથી તેમની સાથે જવા ના પાડી ને પ્રથમ જે ખેડુતને ત્યાં ઉતારો કર્યો હતો ત્યાં ગયો. ઘોડો છોડી ખેડુતનો વેશ સજી પુનઃ પુને આવ્યો ત્યાં તેણે સાંભળ્યું કે બાબારાવ ફડકે કેદ થયો છે ને બાજીરાવની છાવણીને સિંધિયાની સેનાએ ઘેરી લીધી છે તથા બાજીરાવ ઉપર સખત જાપ્તો રાખ્યો છે, ને તેની છાવણીમાંથી કોઈને બ્હાર આવવા જવા દેતા નથી. બીજે દિવસે સવારે ઘાસનો ભારો લઈ વેચવાને બ્હાને સિંધિયાની છાવણીમાં ગયો. તપાસ કરતાં માલમ પડ્યું કે પેશ્વાની છાવ-ણીમાં પાણીનો પણ વ્યવહાર બંધ કરવામાં આવ્યો છે ને ન ચાલે બાજીરાવની ટુકડીનાં માણ-સોને જવા દીધા છે, પણ બાજીરાવને સખત ચોકી પહેરામાં મુકવામાં આવ્યો છે. શરણ થવા અગાઉ માનાજીએ પોતાની ટોળીને વાઈની નજીક એકઠા થવા હુકમ આપ્યો હતો, બા-બારાવ ફડકેને ચાકણકીલ્લાપર મોકલી આપ્યો હતો. ગોઠવણ મુજબ બાજીરાવની ટુકડી માનાજીને વાઈ નજીક મળી અને નીલકંઠરાવ તથા માલોજી ઘોરપડે પણ તેમને આવી મળ્યા. નાના ફડનવીસને આ સમાચાર મળ્યા ને તેણે તેમને પૈસા મોકલી, સાલપા ઘાટપર તૈયાર રહેવા સંદેશો મોકલ્યો. સાલપા ઘાટના માથાપર નાનાના મિત્ર બજાબાસીફલડરની સૈન્ય વધારવાની રીતિથી ટુંક સમયમાં તેઓએ દસ હજાર માણસો એકઠા કરી બાજીરાવના પક્ષમાં લડાઈ જાહેર કરી.

નાનો જે જે જાળ બાળોબા તાત્યાની આસપાસ ગુંથતો હતો તેથી તે કેવળ અજ્ઞાત હતો ને આ સર્વ કાવત્રું બાજીરાવે રચેલું ધારી, તેને ઉત્તર હિંદુસ્થાનમાં સિંધિયાના કોઇપણ દેશમાં કેદી તરીકે મોકલવાનું ઠરાવ્યું; અને તરત જ તે ઠરાવ અમલમાં મુકાયો. સખારામ ઘાડગેના હાથમાં બાજીરાવને સોંપી એક જબરી ટુકડી સાથે રવાના કર્યો. વિચક્ષણ બાળોબાએ આવી રીતે વર્તવામાં જબરી ભુલ કરી. આ ઘાડગે પ્હેલાં નાનાના કારોબારમાં સો માણસની ટુકડીનો સરદાર હતો. નાનાએ જ્યારે પુના છોડ્યું ત્યારે તે સિંધિયાની નોકરીમાં જોડાયો. તે એવો હીંમતવાન, પ્રપંચવાળો અને ઉસ્તાદ બુદ્ધી હતો કે તેના આવા ગુણથી તે રાયાજી પટેલનો

માનીતો થયો. આ ઘાડગેને એક અતિ લાવણ્યમયી કન્યા હતી. તેપર યુવાન સિંધિયા મોહી પડ્યો. અને ઘાડગે પાસે તેની માગણી કરી. ઘાડગે બાહોશ માણસ હતો. સિંધિયાના આવા લોભથી તેણે પોતાનો સ્વાર્થ સાધી લેવા વિચાર કર્યો ને અમુક અમુક વાંધા બતાવી સિંધિયાને વધારે ને વધારે લોભમાં રાખ્યો ને તરતમાં કન્યા બાબત ઢીલમાં નાખ્યું. તેવામાં આ પ્રસંગ આવ્યો ને તેને બાજીરાવ સાથે જવું પડ્યું. સિંધિયાને પોતાના પક્ષમાં લાવવાનું બાજીરાવ સારી રીતે જાણતો હોવાથી માર્ગમાં પોતાની વાક્પટુતાથી ઘાડગેને તેની પુત્રી સિંધિયાને આપવા તથા પોતાને પુનઃ મસનદપર બેસાડવા લલચાવ્યો. ઘણી રકજક પછી ઘાડગેએ નીચલી સરતોએ કબુલ કર્યું. "બાજીરાવે પેશ્વા થતાંની સાથે જ સિંધિયાને બે કરોડ રૂપીઆ રોકડા આપવા, ઘાડગેને સત્તા આપવી, ને પોતાને સિંધિયાનો દિવાન થવામાં મદદ કરવી. તેના ભાઇએ પચાવી પડેલ કાગલ ગામ ઈનામમાં તેને આપવું." આ સરતો મંજુર થતાં ગોઠવણ મુજબ બાજીરાવે માંદા પડવાનો ઢોંગ કર્યો, અને ઘાડગે છાવણી નાંખી તેની સાથે પેર નદીને કીનારે પડ્યો રહ્યો.

બાજીરાવ સાથે ઘાડગે નીકળી ચુકયો છે એ સાંભળતાં પંતોજીએ ઘોડેસ્વાર થઈ તેમની પુઠ પકડી; ને જ્યાં તેઓ છાવણી નાંખી પડ્યા હતા તેની લગભગમાં આવી પ્હોચ્યો. ત્યાં દાણાના વેપારીનો વેષ લઈ 'આ છાવણી કયાં સુધી પડી રહેવાની છે; અમો દાણા સસ્તે ભાવે પુરા પાડીશું' એમ કહેતો કહેતો છાવણીમાં દાખલ થયો. મુખ્ય માણસની સાથે વાતચિત થતાં મધ્યાન્હ થયેલા ને તાપથી આકુલવ્યાકુલ થયેલો તે આશાએશ લેવા બેઠો. સર્વ જણ પોતપોતાના સ્થાને નિશ્ચિંતપણે હતા, તેનો લાભ લઈ પંતોજી ફરતો ફરતો બાજીરાવને મળ્યો ને ધીમેથી તેમને પુછયું.

"હજુર, હું આપનો પંતોજી, આપને નસાડવામાં મદદ કરવાના ઇરાદાથી પુંઠે પુંઠે અહીં સુધી આવ્યો છું."

"ઉભો રહે અને મ્હારી સાથે વાત કર, એ લોકોને વ્હેમ આવવાનું કારણ નથી. તેઓ એમ ધારશે કે આ દેશની સ્થિતિ વિશે કાંઈ પુછતો હોઈશ." બાજીરાવે ઉત્તર આપ્યો.

"આપ આ નદી ઓળંગી કયે માર્ગે જશો તે જાણવા માગું છું. મ્હારી પાસે પૈસા છે એટલે તેની મદદથી સો એક માણસની ટુંકડી એકઠી કરીશ, ને રાત્રીનેસમે અણચિંતવ્યો તમારી ટોળીપર તુટી પડીશ. તે વખતે તમો લાગ જોઈ અમારી ટોળીમાં મળી જજો, તમારે વાસ્તે હું એક ફાલતુ ઘોડો રાખીશ તેના ઉપર બેશી મ્હારી સાથે નાશી આવજો."

"પંતોજી તું ખરેખરો સ્વામિભક્ત વીર છે. ત્હારી મ્હારા પ્રતિની આવી લાગણી માટે ઉપકાર માનુંછું. સદ્‌ભાગ્યે મ્હેં ઘાડગેને ફોડી મ્હારા પક્ષમાં લીધોછે. એટલે ત્હારી આ મદદની જરૂર પડશે નહી. બાળોબા પકડાયો, તથા નાના ફડનવીસ પુના તરફ આવેછે—એ સમાચાર મળતા સુધી ઘાડગે અત્રે જ મુકામ રાખવાનો છે. પણ પંતોજી મ્હારાવાસ્તે લીધેલા જીવ સાટેના ત્હારા શ્રમનો બદલો આપવા હું ચુકીશ નહી. પેશ્વા નીમાયા પછી તને મ્હારા દરબારમાં ત્હારી ઇચ્છિત પદવી આપીશ."

"મહારાજ આ સેવકે ફરજ બજાવ્યા શીવાય અન્ય કાંઈ કર્યું નથી, આપના તથા નાના સાહેબના ભલામાં જ મ્હારૂં ભલું છે. આ ખુશ ખબર હું નાનાને પ્હોંચાડીશ અને સરકાર

હવે આપને જલદી પુનામાં મળીશ" આમ કહી પંતોજી પોતાના છેવટના ભાવ મુખ્ય માણસને જણાવી છાવણી બહાર નીકળ્યો; ને ઘોડાપર સ્વાર થઈ ત્વરાથી રાયગઢ તરફ નીકળી ગયો.

**નાના**ને જ્યારે તેણે સર્વ વાત કરી ત્યારે તેને તેણે ઘણી જ શાબાશી આપી ને **બાજીરાવ**ને છોડાવવાના તેના પ્રયાસને અતિશય વખાણ્યો ને ઘણું ઇનામ આપ્યું.

**પુના**માં સર્વ સમારંભ મ્હોટા પાયાપર ચાલુ થયો. **સિંધિયા** અને **હોલકર**નાં સૈન્ય તૈયાર થયાં. દેખીતી રીતે **નાના**પર હલ્લો લઇ જવાની તૈયારી થઈ એમ લાગ્યું. દસેરાને દિવસે (તા.૧૧ મી ઓકટોબર) **સિંધિયા** તથા **પેશ્વા**ના સંયુક્ત લશ્કરે **રાયગઢ** તરફ કુચ કરી. **બાળોબા** તાત્યા તથા **પરશુરામભાઉ**ના કાવતરાને ધુળ મેળવવા આ યુક્તિ રચાઇ ને **પરશુરામ** અંદરનો ભેદ ન સમજતો હોવાથી તે હીલચાલોમાં તેણે ભાગ લીધો.

આ તરફ **નાના**ની સર્વ યોજનાઓ પરિપકવ થઈ હતી. આપણે ઉપર જોઇ ગયા તે શીવાય **કોલ્હાપુર**ના મહારાજાને **પરશુરામભાઉ**ની જાગીરપર હલ્લો કરવાને ઉશ્કેર્યા: ને લાલચો આપી પોતા-સાથે કરેલી સંધિ પ્રમાણે **બાજીરાવ**ને **પેશ્વા** સ્થાપવામાં તથા પોતાને પુનઃ પ્રધાનપદપર ચઢવામાં મદદ આપવા **નીઝામઅલ્લિ**ને પોતાના પક્ષમાં દઢ કર્યો. **રાઘોબા** ભોંસલેને પણ પોતાના પક્ષમાં ભેળ-વ્યો, અધુરામાં પુરૂં સિંધિયા પણ ગુપ્ત રીતે **નાના**ની યોજનામાં જોડાયો. સર્વ તૈયારી થતાં **સિંધિયા**એ **બાળોબા**ને તા. ૨૭ મી ઓકટોબરે ઓચિંતો કેદ કર્યો, અને **નિઝામ**ના સેનાપતિ **મશરૂ-ઉલ-મુલ્ક**ની સરદારી તળેની ટુકડી સાથે પોતાના સરદાર **નારોપંત**ની ટુકડીને **પરશુરામભાઉ**ને પકડ-વા મોકલી. પોતે ફસાયો છે એમ વખતસર ચેતી જતાં **ચિમનાજી** આપાને લઇ તે **શીવનરી**ના કીલ્લા-માં જઇ ભરાયો. પરન્તુ તેની પુઠ પકડી તેને શરણ થવા ફરજ પાડી. **બાજીરાવ**ને માનપુરઃસર **પુના**થી અઢાર માઇલ દૂર **ભીમા** નદીને કીનારે લાવવામાં આવ્યો. તેના ભાઇ **અમૃતરાવ** તથા **બાબારાવ** ફડકેને છોડી મુકવામાં આવ્યા.

**નાનો બાજીરાવ**ના સૈન્ય સાથે આવી મળ્યો. મી. **બોઇડ**ની સરદારી હેઠળ **સિંધિ-યા**નું પાયદળ સૈન્ય **બાજીરાવ**ને **પુને** લઇ જવા આવ્યું. **નાના**ને **બાજીરાવ**નો કાંઇ સંશય આવતાં પાટનગરમાં આવવા ના પાડી. પરન્તુ બાજીરાવે "પોતે તેની સાથે કોઇ પણ જાતનો દગો નહી રમે એવો સોગનપૂર્વક લેખ લખી આપ્યો ને ખાતરી કરી ત્યારે આવવા હા પાડી." **નિઝામ** અને **સિંધિયા** સાથે તરત જ સંધી થઈ ને તે બેઉએ **બાજીરાવ**ને મસનદપર બેસા-ડવાનું તથા **નાના**ને તેનું પ્રધાનપદ આપવા કબુલ કર્યું. આ પ્રમાણે નક્કી થયા પછી **બાજી-રાવ પુરદમામ**થી **નાના** સાથે **પુના**માં પૂર્ણ ધામધુમથી દાખલ થયો. **નાનો પુના**માં એક વર્ષે પુનઃ દાખલ થયો ને રાજ્યની લગામ હાથમાં લીધી.

એક પખવાડીયું વીત્યા બાદ પુરદબદબા ભરેલી દરબારમાં **બાજીરાવ**ને **પેશ્વા** તરીકે જાહેર કરવામાં આવ્યો. **પેશ્વા** થયા પછી **બાજીરાવે** પ્રથમ કાર્ય, **પંતોજી**ની નોકરીની કદર કરવા ધાર્યું. **પંતોજી**ને બોલાવી એક કીંમતી પોષાક, ત્રીસ હજાર રૂપીઆ નગદી, તથા પાંચ હજાર ઘોડેસ્વારની સરદારીની પદવી આપી પોતાના ઉપર કરેલા ઉપકારનો બદલો વાળ્યો. **ચિમ-નાજીઆપા**ને જો કે તેની ઇચ્છા વિરુદ્ધ સઘળું થયું હતું, તોપણ થોડો વખત શિક્ષા ખમવી પડી. પરન્તુ થોડા સમયમાં ક્ષમા આપી તેને **ગુજરાત**નો સૂબો નીમ્યો. **પરશુરામભાઉ**ને કેદી તરીકે રાખવા ફરમાવ્યું, પણ **આનંદરાવ** રાસ્તે જામીન થવાથી તેને મુક્ત કરવામાં આવ્યો.

## પ્રકરણ ૮ મું.

### દક્ષિણની સૌન્દર્યલતિકા, નાનાનું કેદ થવું, પુનામાં ગભરાટ અને લુટ.



**ના**ના ફડનવીસે **પુને** આવ્યા પછી પ્રધાનપદ હાથમાં સ્વીકાર્યું ને **ત્રીં**બકરાવની મદદ લેવા લાગ્યો. **અહમદનગર** તથા તેની આસપાસનો પ્રદેશ વચનાનુસાર **સિંધિયા**ને સ્વાધીન કર્યો, ને **રાઘોજીભોંસલે** સાથે થયેલો કરાર પણ પાળ્યો. પરંતુ **બાજીરાવે નિઝામઅલિ** સાથે **મહાડ**માં થયેલા કરારમાં પોતાની ઇચ્છાનુસાર ફેરફાર કરવામાં ન આવે તો કરાર પૂર્ણ કરવા ના પાડી. આ ઉપરથી ગુસ્સે થઇ પેશ્વાને મળ્યાવગર **મશરૂલ–ઉલ–મુલ્ક પુના** છોડી **હૈદ્રાબાદ** તરફ રવાના થયો. **નિઝામ**ની દરબારમાંનો **પેશ્વા** તરફનો એલચી ગોવિન્દરાવ **પિંગળે** આ વખતે **પુના**માં હતો. તેણે **નાના** ફડનવીસને **હૈદ્રાબાદ**માંના પોતા તરફના આતમીદાર **માન**કેશ્વરને વાસ્તે ભલામણ કરી કે તે **મશરૂલ–ઉલ–મુલ્ક**ને સમજાવી શાંત કરી શકે એવો છે.

આવી રીતે ઉત્પન્ન થયેલા ભિન્નભાવને દૂર કરવા **બાજીરાવ**ની યત્કિંચિત્ પણ ઇચ્છા જણાઈ નહી. આથી **નાના** ફડનવીસે જે ઐક્યતા કરી હતી, તે નબળી પડી અને ઓછામાં પુરૂં **તુકોજી** હોલ્કરના મૃત્યુથી જે મહાન બળ છેલ્લા છેલ્લા તેણે એક કર્યું હતું તે વધારે નબળું થયું. હોલકરને **ખાસેરાવ** અને **મલ્હારરાવ** નામના બે ઔરસ અને **જસવંતરાવ** તથા **વિઠોજી** નામના બે અનૌરસ પુત્રો હતા. **ખાસેરાવ** અશક્ત અને નબળા મગજનો હતો. **મલ્હારરાવ** રાજ્યનું રક્ષણ કરી શકે એવો હતો. આ ઉભય બંધુઓ વચ્ચે કલહાગ્નિ પ્રકટ થયો. અનૌરસ ભાઇઓએ **મલ્હારરાવ**નો પક્ષ સ્વીકાર્યો. **સિંધિયા** જે આવા પ્રસંગ વાસ્તે ટાંપી રહ્યો હતો તે લાભ લેવા ચુકયો નહી. **ખાસેરાવ**ની વિજ્ઞપ્તિથી તેણે તેને મદદ કરવા હા પાડી. **પુના** પાસે **બામ્બોરી** આગળ સખત ઝપાઝપી થઇ તેમાં **મલ્હારરાવ** મરાયો. **જસવંતરાવ નાગપુર** અને **વિઠોજી** કોલ્હાપુર તરફ નાઠા. **ખાસેરાવ**માં રાજ્ય કરવાની બુદ્ધિના અભાવે તેના મદદગાર **સિંધિયા**ના આશ્રા તળે **હોલકર**નું કુટુંબ આવ્યું, અને આથી **નાના**ફડનવીસની સત્તાને એક સખત ફટકો પડ્યો.

આ બે બનાવો વીસ બાવીસ દિવસને આંતરે બન્યા. **નાના**એ **નિઝામ**નો રંગરાહ તપાસવાને છુપા જાસુસ તરીકે મોકલવા **પંતોજી**ને બોલાવ્યો. પોતાનો ઉદ્દેશ તેને જણાવી **રાવરંભા**પર તથા **માનકેશ્વર**પર ભલામણપત્રો લખી આપ્યા, ને સાવચેતીથી કામ કરવાની સૂચના કરી. છુટા પડતી વખતે **નાના**એ છેલ્લા બે બોલ કહ્યા:—

"**પંતોજી** ! આજે હું પુનઃ સત્તાધીશ છું. પણ કાલ શું થશે તેની કોઇને ખબર નથી. વખતે ફરતુ ચક્ર મ્હારી ઉપર એકાએક ત્રુટી પડે ને વખતે હું કેદીની કે દેશનિકાલની સ્થિતિ ભોગવતો હઉં તો આપણો છેલ્લો મેળાપ સમજજે. ત્હેં મ્હારી બહુ નેકીથી નોકરી કરી છે. **પેશ્વા**ની ત્હારા ઉપર પૂર્ણ કૃપા છે. જેવી મ્હારી સેવા કરતો હતો તેવી તેની પણ સેવા કરજે." આટલું બોલતાં તેનું હૈયું ભરાઈ આવ્યું, આંખો સજળ થઈ. **પંતોજી** પણ ગળગળો થઈ ગયો; પ્રધાનના પગ પકડી સોગન લઇ બોલ્યો. "જ્યાં તમે ત્યાં હું. તમારાથી છુટો કોઇ દિવસ પણ

નહી થાઉં."—વિગેરે બોલી સલામ કરી પોતાની છાવણીમાં આવ્યો. થોડા વિશ્વાસુ માણસો સાથે હૈદ્રાબાદ તરફ રવાના થયો.

* * * * * * *

બાજીરાવ તખ્તનસીન થયા બાદ દૌલતરાવ સિંધિયા તથા નાના ફડનવીસની સલાહ પ્રમાણે ચાલવાનો ડોળ કર્યો. તે ચાલાક અને કપટવૃત્તિનો હતો તેથી નાના સાથે અણબનાવ થતાં વાર લાગી નહી. તેણે દૌલતરાવ તથા નાનાની ઝુંસરીમાંથી મુક્ત થવા પ્રયાસ ચલાવ્યો. પ્રથમ તેણે નાનાની સત્તા તોડવા યોગ્ય ધાર્યું, કારણ સિંધિયાને તો ગમે તેમ સમજાવી કળથી અગર બળથી હિન્દુસ્થાન મોકલી આપવામાં ફાવીશું ને પ્રધાનની સત્તા તો હમેશની રહેવાની. બાજીરાવને તેનો મનોરથ સિદ્ધ કરવાને સર્જેરાવ ઘાટગે એક ઉત્તમ સાધન થઇ પડ્યો. તેણે તેને અનેક લાલચ આપી પોતાના પક્ષમાં લીધો હતો. પોતાનો સ્વાર્થ તથા આશાઓ ફળીભૂત થવાનો પ્રસંગ સર્જેરાવ જેવો માણસ ચુકે ખરો! બાજીરાવે સર્જેરાવને જો નાનો કેદ થાય તો સિંધિયાની દિવાનગીરી અપાવવાની લાલચ આપી. આ ઉપર નાનાને કેદ કરવાની હામ ભીડી. પણ એ મહાભારત કામ કેવી રીતે પાર પાડવું તેના વિચારમાં પડ્યા. પાંચ હજાર વિશ્વાસુ નિમકહલાલ આરબો નાનાના (બોડી ગાર્ડ) અંગરક્ષક તરીકે હતા એટલે તેને પકડવાનું કામ ઘણું જ કઠણ હતું. આ કામ પાર પાડવાનું સિન્ધિયાના સેનાધ્યક્ષ જોહન અને માઇકલ ફીલોઝે માથે લીધું, ને તે પ્રમાણે યુક્તિઓ રચાવા માંડી. આ દગલબાજીની ગનેસને ખબર નાનાને મળી. અને તેને સિન્ધિયાની છાવણીમાં અગત્યના કારણસર જવાને નિમંત્રણ થયું. તેના મિત્રોએ તેને ગમે તેવું કારણ હોય તોપણ સિંધિયાની છાવણીમાં ન જવાની સલાહ આપી. પણ જ્યાં ભાવિ ભુલાવે ત્યાં કોણ નિવારી શકે તેમ છે. મિત્રોના ઉપરવટ થઇને નાનો સને ૧૭૯૭ ના ડીસેમ્બરની ૩૧ મી તારીખે સિંધિયાને વળતી મુલાકાત આપવા તેની છાવણીમાં ગયો. નાના જેવા રાજનયદક્ષ માણસે પણ આ થાપ ખાધી. ભાવિ મિથ્યા થતું નથી. કહ્યું છે કે,

"ભુલે વિવેકી જન કો વિવેક, ચઢે કુમાર્ગે તજીને સુટેક
જુવે ન સુણે ગઇ સર્વ શુદ્ધિ, વિનાશ કાળે વિપરીત બુદ્ધિ:" (નળદમયંતી).

**न भूतपूर्वो न च केन दृष्टोहेम्नः कुरंगी न कदापि वार्ता ।**
**तथापि तृष्णा रघुनंदनस्य विनाशकाले विपरीतबुद्धिः ॥**

સુવર્ણમૃગનો અભાવ જાણતાં છતાં રામ મૃગને મારવા ગયા એ પણ ભાવિ. એટલે ભાવિ કોણ નિવારી શકે એમ છે?

જોશીઓએ પણ આ દિવસ સારો નથી માટે સિંધિયાની છાવણીમાં ન જવું એમ કહ્યું હતું. પરન્તુ કઠોર ભાવિએ એને ભુલાવામાં નાંખ્યો. કોઇનું તેણે સાંભળ્યું નહી. ફીલોઝના અભયવચન ઉપર તેણે શ્રદ્ધા રાખી. તે તેના વિશ્વાસુ, નિમકહલાલ આરબો સાથે સિંધિયાની છાવણીમાં જવા નીકળ્યો. માર્ગમાં સામે આવેલા જોહન તથા ફીલોઝે મિત્રદાવે ભેટ થવાની છે તેથી સિબંધીનું કામ નથી માટે આરબોને પાછા જવાનું કહો, એમ અર્જ કરી. નાનાએ તેમ કર્યું અને ફરી બીજી વારની થાપ ખાધી. આરબોને પાછા ફરવા હુકમ આપ્યો. જમા-




"પાછા ફરતી વખતે નીયોપોલીટન ફ્રીગેટે નાનાને કેદ કર્યો."

દ્વારે ઉત્તર આપ્યો "અમે પાછા જવાના નથી તમારૂં નિમક આજ દીન સુધી ખાધું છે તેથી આ વિપત્તિકાળમાં તમને છોડીને જઈશું નહી." પણ નાનાએ તેમને ઘણું સમજાવી પાછા ફરવાની ફરજ પાડી. પોતાના સ્વામીનું મન ન દુભાવવાને ખાતર જ તેઓ દીલગીરીમાં પાછા ફર્યા. છાવણીમાં પ્હોચતાં દૌલતરાવે નાનાનો સ્નેહભર્યો સત્કાર કર્યો. મિત્રતાની ખાતરી કરી, ને પાછા ફરતી વખતે દગાખોર નીયોપોલીટન ફીલોઝે વચનભંગ કરી નાનાને કેદ કર્યો. વગર મહેનતે સિન્ધિયાની જાળમાં તે ફસાયો. તેના જીવની સલામતી માટે અભયવચન આપ્યું; અને તે યુરોપીયન અમલદારોની પાછળ ગુપચુપ મુંગે મ્હોઢે ચાલ્યો. નાનાના કેદ થયાથી પેશ્વાના રાજ્યની સર્વ સાંકળો છુટી જઈ 'મારે તેની તલવાર' એવો રંગ જામ્યો.

આ અઘોર કૃત્ય બન્યા પછી સર્જેરાવ ઘાટગેએ નાનાની તેમ તેના સ્નેહીઓની માલમીલકત જપ્ત કરવા સીપાઈઓની ટુકડીઓ મોકલી. ઘણાઓ ઘરના દરવાજા બંધ કરી ઉપરથી પોતાનો બચાવ કરવાને જે હાથમાં આવ્યું તે સીપાઇઓ ઉપર ફેંકવા લાગ્યા. પુના શહેરનો દેખાવ કોઇ દુશ્મન ચઢી આવ્યો હોય તેવો થઇ રહ્યો. આખી રાત્રી તે બીજા દિવસની સવાર સુધી અસ્ખલિત બંદુકનો મારો ચાલ્યો. રસ્તાઓ બન્ધ થયા. ભય, ત્રાસ, લુંટ, મારો વિગેરે ભયાન્વિત શબ્દો થવા લાગ્યા અને સર્વ સ્થળે કાપાકાપી ચાલી રહી. સર્વત્ર એક સરખો ભય વ્યાપી રહ્યો, ને નજરે જોનારના શબ્દમાં કહીશું તો 'મિત્રો એકઠા થઇ ટોળાબન્ધ ઢાલ તરવાર લઇ સજ થઈ રહ્યા હતા'

સિંધિયાએ નાનાને કેદ કર્યાની ખબર જે વખતે બાજીરાવને થઈ કે તરત જ તેના પક્ષકાર પ્રધાનોને કામનું નિમિષ કાઢી બોલાવી કેદ કર્યા. તેઓમાં મુખ્ય બાબારાવ ફડકે, આપા બળવંત, નારોપંત ચકરદેવ, નારો નિલકંઠ મુઝીમદાર (મજમુદાર) અને ગોવિન્દરાવ પિંગળે હતા. નાનાફડનવીસને પૂર્ણ જાપ્તા સાથે અહમદનગર મોકલવામાં આવ્યો. બાજીરાવે પોતાના ભાઈ અમૃતરાવને મુખ્ય પ્રધાનની જગ્યા આપી, તથા ગોવિન્દરાવ કાળે, અને શિવરામ નારાયણ ફડકેને તેના સહાયાધિકારી નીમ્યા. બાલાજીપંત પટવરધન નામના બીનઅનુભવી માણસને સેનાપતિની જગ્યા આપી.

હવે પેશ્વાએ આવી રીતે પોતાના એક મહાન્ શત્રુનો ધ્વંસ કરી, દૌલતરાવ સિન્ધિયા તરફ પોતાનું લક્ષ ફેરવ્યું. પરંતુ તેને દૂર કરવા પ્હેલા વચન પ્રમાણે સર્જેરાવને સિન્ધિયાની દિવાનગીરી અપાવવાનું કામ બાકી હતું. તેણે દૌલતરાવને ભલામણ કરી તેથી દૌલતરાવે સર્જેરાવના જેવા કારસ્થાની પુરૂષને પોતાનું દિવાનપદ આપવા યોજના કરી. તે સમયે જ દૌલતરાવની ઇચ્છાનુસાર બાયજાબાઇ સાથે લગ્નપ્રસંગ આવ્યો. એ લગ્ન પુનામાં ઈ. સ. ૧૭૯૮ ના માર્ચ માસમાં મ્હોટા ઠાઠમાઠથી થયાં. ઉત્સવપ્રિય યુવાન સિન્ધિયાએ જે જે સમારંભ કર્યો તે ઘણી હોંસ અને ઉત્સાહભર્યો ઘણા જ ડોળદમામવાળો હતો. તેણે બ્રાહ્મભોજનો, નાચરંગ, આતસબાજી વિગેરેમાં અતિશય દ્રવ્ય ખર્ચ્યું. આ પ્રમાણે દક્ષિણની "સૌન્દર્યલતિકા" દૌલતરાવને પ્રાપ્ત થઇ. જ્યાં ત્યાં આનંદ આનંદ થઈ રહ્યો. આ પ્રમાણે ઘાટગેના કુલમાંથી બાયજાબાઇ સિંધિયાના કુળમાં ભળ્યાં. અને ઇતિહાસમાં "બાયજાબાઈસાહેબ સિંધિયા" એ નામથી પ્રસિદ્ધિમાં આવ્યાં.

બાયજાબાઇ સાહેબના લગ્ન પછી પુના દરબારમાં અનેક રાજખટપટ ને અવ્યવસ્થા થવા લાગી. મ્હોટી ધામધુમથી રાજકીય ઠાઠથી થયેલા લગ્નમાં અતિશય ખર્ચ થયો તેથી સિંધિયાને મ્હોટા કર્જમાં વસડાવું પડ્યું. તેમ પુનામાં રહેલા તેના લશ્કરનો માસિક ખર્ચ રૂપીઆ વીસ

લાખ કરતાં વધારે હતો. તેથી હવે પૈસાની તેને ઘણી જ તંગી પડવા લાગી. આથી બાજીરાવ પાસે તેણે કરેલા કરાર મુજબ બે કરોડ રૂપીઆની માગણી કરી, પણ તે રકમ પુરી પાડવા તેણે અશક્તિ બતાવી, સર્જેરાવને દૌલતરાવે પોતાનો દિવાન નીમી પુનાના શરાફે પૈસાદાર રહીશો વગેરે પાસેથી તે રકમ ભેગી કરવા સલાહ આપી. સિંધિયાએ તે કબુલ કર્યું. અને સર્જેરાવ પોતાના જમાઇનો દિવાન થયો. અને આવી રીતે બાજીરાવે આ રાક્ષસને પોતાની ગરીબડી રૈયતપર જુલમ અને ખુનરેજી કરવા છોડી મૂક્યો. આ રાક્ષસ ઘાટગેનું નામ પુનામાં હજુ પણ ભય અને તિરસ્કાર સાથે લેવાય છે. પુનાની લુટમાં લોકોને અનેક પ્રકારે છજ્યા. પોતાને સુપ્રત થયેલા કાર્યનો હેતુ પાર પાડવા પ્રથમ ઘાટગે બાજીરાવના મહેલમાં ગયો. ત્યાં કેદ કરેલા નાનાના પક્ષકારોને અપમાન સાથે પોતાની સમક્ષ ખેંચી મંગાવી તેઓએ તેમની પુરેપુરી મીલકત તેને આપી તેવી તેની ખાતરી થઈ ત્યાંસુધી કોરડાના માર તેમને માર્યા. તે પછી શહેરના વ્યાપારીઓ, ધનવાન શેઠો તથા શરાફો ઉપર કેર વર્તાવ્યો. ઘણાઓ આ ક્રૂરતાનો ભોગ થઈ મરણશરણ થયા. નાનાનો ગંગાધરભાનુ નામનો સગો ધગધગાવેલી તોપ સાથે બંધાતાં જ રામશરણ પ્હોચી ગયો. અનેક તરેહનો દુઃખ, ત્રાસ તથા જુલમ લોકોપર ગુજારવામાં સર્જેરાવે ન્યૂનતા રાખી નહી.

બાજીરાવનાથી પણ અંતે ઘાટગેનો આવી રીતનો અનહદ જુલમ જોઇ શકાયો નહી. સિંધિયાને આ બાબત ફરીયાદો મોકલી, પણ તેણે કાને આડા હાથ દીધા. પોતાના ભાઈની કપટ જાળનું આ સર્વ પરિણામ હતું તેથી તદન અજ્ઞાત રહેલા અમૃતરાવને ઘાટગેપર અનહદ ક્રોધ ચઢ્યો; ને સિન્ધિયાએ માથે રહી આવું અધમ કૃત્ય કરાવ્યું તેથી તેને કેદ કરવાની બાજીરાવને સલાહ આપી. બાજીરાવને તો તે ગમતુ હતું ને વૈદ્યે કહ્યા જેવું થયું. તેણે તરત જ હા પાડી. સિંધિયાના કેળવાયલા સૈન્યની સામે ટક્કર લેવાને અમૃતરાવે મી. ટોન નામના ઇંગ્લીશ અમલદારના હાથ નીચે એક ટુકડી સજ કરી.

બાજીરાવની સલાહ લઇ અમૃતરાવે આબાકાળેની સરદારી હેઠળ એક ટુકડી સંજ્ઞા થયે હલ્લો કરી સિંધિયાને કેદ કરે એમ તૈયાર રાખી. સર્વ વ્યવસ્થા થયાબાદ બાજીરાવે દૌલતરાવને કાંઈ કામ નિમિત્તે પોતાના મહેલમાં આવવા આમંત્રણ મોકલ્યું. પરંતુ સિંધિયાએ તે સ્વીકાર્યું નહી. આ ઉપરથી ચીઢાઈ દરબારમાં એકદમ હાજર થવા તેના ઉપર સખત હુકમ મોકલ્યો. હુકમને માન આપી સિંધિયા પેશ્વા પાસે આવ્યો. બેસતાંની સાથે જ પેશ્વાએ હુકમ કરતો હોય તેવા અવાજમાં તેની પાસે તેની વર્તણુકનો ખુલાસો માગ્યો કે જેને વાસ્તે સિંધિયા તૈયાર નહોતો. "તમે મ્હારા ધણી છો કે નોકર!" આનો ઉત્તર સિંધિયાએ ઘણી જ નમ્રતાથી ને માનસર આપ્યો, કે તે પેશ્વા સરકારનો નોકર છે ને દરેક પળે તેની આજ્ઞા પાળવા તત્પર છે. બાજીરાવે આ ઉપરથી તેણે અને તેના નોકરે પોતાના એટલે પેશ્વાસરકારના નોકર તથા રૈયત ઉપર ગુજારેલા જુલમના ઘણા દાખલાઓ આપ્યા, તેમ જ તેના પાટનગરમાં, એટલું જ નહી પણ તેના પોતાના ખુદ મહેલમાં ક્રૂરતા, જુલમ અને ખુનરેજી કરી તેની યાદી આપી, તરત જ જાહેર કરતાં ફરમાવ્યું કે "મ્હારી પોતા તરફ દેખાડેલી બેદરકારી તથા અપમાન મ્હારાથી હવે સહન થઇ શકતાં નથી. માટે મ્હારી પ્રતિષ્ઠા રાખવી હોય તો, હું આજ્ઞા કરૂં છું કે તમારે એકદમ હિંદુસ્થાનમાં નીકળી જવું. સર્જેરાવનો છળ હવે મ્હારાથી જોવાતો નથી!"

દૌલતરાવનો ઉત્તર ઘણો નમ્ર હતો, તેણે બાજીરાવના હુકમને તાબે થવામાં સ્વેચ્છા દેખાડી સૂચવ્યું કે 'જ્યાંસુધી તેના સૈન્યનો ચઢેલો પગાર આપી દેવાને પુરતાં નાણાની જોગવાઈ ન થાય ત્યાંસુધી પોતે પૂના છોડી શકશે નહીં.' વધારામાં કહ્યું કે "આપ સરકારને (પેશ્વાને) ગાદીએ બેસાડતાં મને ઘણું દેવું કરવું પડ્યું છે, ને તે દેવું ફીટાડી દેવા જો આપ તરફથી રકમ મળી જશે તો વગરઢીલે હું પૂના છોડી જઈશ." આ સાંભળતાં તે જ પળે અમૃતરાવે પોતાના ભાઈને નિશાની આપવા કહ્યું, પણ બાજીરાવની હિમ્મત ચાલી નહી. આ પ્રમાણે તેની ભવિષ્યની કારકિર્દિમાં વારંવાર દેખાઈ આવતા દોષો—અનિશ્ચિતપણું તથા કાયરપણું—આ બેના લક્ષણનો સ્પષ્ટ અનુભવ તેના મિત્રોને પ્હેલવ્હેલો તેણે કરાવ્યો. સિંધિયા બ્હારથી ઘણું માન દેખાડી હજુરમાંથી તેના સૈન્યની છાવણી તરફ ચાલ્યો ગયો: પણ તેના હૃદયમાં અવિશ્વાસ અને સંશય–આ બન્નેએ વાસ કર્યો. પાછળથી પોતે ન રહેવાયાથી છાછર પેટવાળા નબળા મનના નીચ બાજીરાવે સિંધિયાને, પોતાના ભાઈ અમૃતરાવની કપટવૃત્તિ જણાવી અને ભવિષ્યમાં તેનાથી ચેતતા રહેવાની ભલામણ કરી.

---

## પ્રકરણ ૯ મું.

### સતારામાં ગડબડ, પૂનામાં અવ્યવસ્થા, પરશુરામ ભાઉનું છૂટા થવું, સતારાના તખ્તને અપમાન, બાઇઓનો બળવો, પેશ્વા અને સિંધિયાવચ્ચે અણબનાવ.



આ તરફ પેશ્વાના સૈન્યનો પગાર પણ સિંધિયાના સૈન્યની માફક ચઢેલો હતો. સતારામાં આ વખતે બનતા બનાવોથી ત્યાં સૈન્ય મોકલવાની અગત્ય હતી, સૈન્યને ત્યાં જવાની આજ્ઞા થતાં પગારની માગણી કરવામાં આવી; અને તેની સાથે કોલાહલ મચાવી મૂક્યો. તેમનો સેનાધિપતિ બાલાજીપંત પટવરધન તેમને શાંત પાડવામાં અશક્ત નીવડ્યો. બાલાજી કુંજર પોતે સૈન્યનો માનીતો છે એમ જણાવી શાંતિ ફેલાવવા પ્રયાસ કરવા લાગ્યો; સૈનિકોની ઇચ્છા વિરુદ્ધ તે વચ્ચે પડ્યો તેથી તેની મશ્કરીઓ થવા માંડી. આટલાથી તે સમજ્યો નહી, ને તે પોતાના પ્રયાસમાં ખંતથી મંડ્યો રહ્યો. ઉદ્ધત સૈનિકોએ તેની પાઘડી ઉડાવી શહેરના રસ્તા ઉપર લાતે લાતે ઉછાળતાં જઈ તેનું ઘણું અપમાન કર્યું. ગોવિંદરાવ પિંગળે જે હજી પણ કેદમાં હતો, તેણે પેશ્વાને ખાનગી સંદેશો મોકલાવી કહેવડાવ્યું કે, 'આ ગંભીર ગડબડાટ દાબી દેવાને માત્ર નારોપંત ચક્રદેવ એકલો જ શક્તિવાન છે.' આવા બારીક સમયે ગભરાયલા બાજીરાવે તેનું કહેણ તરત જ સ્વીકાર્યું; ને ચક્રદેવ સાથે તેને પણ કેદમાંથી મુક્ત કર્યો. નારોપંત ચક્રદેવ સૈન્યમાં માનિતો હોવાથી તેણે સ્હેલાઈથી એક જ દિવસમાં સર્વ કોલાહલ શાંત કરી દીધો; પણ તે જ દિવસે પરશુરામપંતભાઉ જેવો બળવાન અને વગવાળો કેદી છુટો થવાથી તેમ જ આ નવા સેનાધિપતિને આટલે દૂર સતારે મોકલવા વિશ્વાસ ન પડવાથી બાજીરાવ પૂનાથી સૈન્ય મોકલી શક્યો નહી.

જે વખતે બાજીરાવે નાનાફડનવીસનો નાશ કરવા યુક્તિઓ રચવા માંડી તે વખતે તેણે

સતારાના મહારાજાને પણ એ કાર્યમાં સામેલ કર્યો, અને નાનાના પ્રતિનિધિ બાબુરાવ કિશ્નાને કેદ કરી કીલ્લાનો કબ્જો લેવા તેને સલાહ આપી, અને વચન આપ્યું કે, પૂર્વે જેવી રીતે રાજકારોબાર ચાલતો હતો તેવી રીતે ચલાવવા પોતે નિશ્ચય કર્યો છે. પ્હેલા બાજીરાવ પેશ્વા માફક પોતે મહારાજનો નિમકહલાલ સેવક થઈ રહેશે." જેવો નાનો કેદ થયો કે તરત જ શિવરામ નારાયણ ઠકે પેશ્વા તરફથી કિલ્લાનો કબ્જો મેળવવા આવ્યો. તેને મહારાજે એવો ઉત્તર આપ્યો કે, 'કીલ્લાની સંભાળ હું પોતે જ લઈશ, અને મ્હારો સેવક બાજીરાવ આપેલા વચન પ્રમાણે વર્તશે,' વિગેરે. પોતાના કારસ્થાનનું આ પરિણામ આવેલું જોઈ બાજીરાવ ગભરાયો. મહારાજને ગમે તેમ સમજાવી પોતાનું સૈન્ય કીલ્લામાં દાખલ કરવા વિચાર થયો; ને તેવાસ્તે માધુરાવ રાસ્તેને યોગ્ય હુકમ આપી સારા સૈન્ય સાથે રવાના કર્યો. માધુરાવ રાસ્તેનું મહારાજે માન્યું નહી, ને તેના સૈન્યને કીલ્લામાં આવવા દેવા સ્પષ્ટ ના પાડી. આ બનાવ તરફ સિંધિયાનું લક્ષ ખેંચાયું, અને બાજીરાવે પોતાની સત્તા વધારવાના હેતુથી કાંઈ પણ યુક્તિ પ્રયુક્તિ રચી મહારાજ સાથે આ કપટપ્રબંધ રચ્યો હોવો જોઇએ–આવો સંશય પડતાં તેણે મહારાજને ગુપ્તરીતે મંત્ર મોકલ્યો કે, "કીલ્લાનો કબ્જો લેશ માત્ર પણ છોડવો નહી અને સૈન્યમાં વધારો કરવો; અને બ્રાહ્મણી સત્તાનો નાશ કરવા જરૂર પડતી મદદ આપવા તૈયાર છું." આ ઉપરથી મહારાજે સૈન્યમાં વધારો કરવા માંડ્યો. માધુરાવ રાસ્તે મહારાજના આ કાર્યમાં આડે આવવાથી તેનીપર હલ્લો થયો. સતારાથી રાસ્તેને પાછા હઠવું પડ્યું ને અંતે માલેગાંવ આશ્રય લેવો પડ્યો.—આ બનાવથી પેશ્વા વધારે ગભરાયો.

આ વખતે માધુરાવ રાસ્તેના બંધુ આનંદરાવના રક્ષણ તળે કેદ કરેલા પરશુરામભાઉ પટવરધનને મંડુ ગાંમમાંથી વાઈ લઈ આવવામાં આવ્યો હતો, તેણે 'જો પોતાને સૈન્ય એકઠું કરવા હુકમ આપવામાં આવે, તો પોતાના પક્ષના માણસોથી આ સર્વ ગડબડાટ શાંત કરવા, તેમ જ સતારાનો કીલ્લો પાછો સ્વાધીનમાં લાવી આપી સેવા બજાવવા' પોતાની ઇચ્છા દર્શાવી. વ્યગ્રચિત્તવાળા પેશ્વા તરફથી તરત જ રજા મળી અને પરશુરામે રાસ્તેની મદદથી વાઈની આસપાસ લગભગ દસ હજાર માણસનું સૈન્ય એકત્ર કર્યું.

પરશુરામભાઉએ આ દસ હજાર માણસોના સૈન્યસાથે સતારા તરફ કુચ કરી.—શેહેરમાં મહારાજાના અસાવધ થઈ રહેલા સૈન્યપર હલ્લો લઇ ગયો. સતારાના સૈન્યે કાંઇપણ સાવચેતી રાખી ન હોતી અને બીલકુલ ગાફેલ સ્થિતિમાં હતું. પરશુરામભાઉ વેન્ના નદી ઓળંગી આવ્યા પછી મહારાજને ખબર પડી–મહારાજે એકઠું કરેલું સૈન્ય પચીસો માણસોનું હતું; અને તે હલ્લાની સામે થવા તૈયાર ન હોતું. રાજાને કીલ્લામાં ભાગવાને માંડમાંડ વખત મળ્યો–તેનું સૈન્ય નાસવા માંડ્યું.—તેનો બંધુ ચતુરસિંહ, મોહિતે, મઠીક વિગેરે સરદારોએ ન્હાની ટુકડી સાથે બ્હાદુરીથી ટકાવ કર્યો, પણ તેમને અંતે પાછું હઠવું પડ્યું—અને પરશુરામની એક ટુકડીએ પુઠ પકડ્યા છતાં પોતાના નિમકહલાલ સેવકો સાથે ચતુરસિંહ કોલ્હાપૂરના રાજાનો આશ્રો લેવા શક્તિવાન થયો.

આણી તરફ પરશુરામભાઉએ જેમ કોઈ શત્રુનાં શહેર લૂટે તેવી રીતે શાહુનગર (સતારા) લૂટી મહા અનર્થ કર્યો. દરબારમાં આવી મહારાજની અત્યંત અપ્રતિષ્ઠા કરી, અને પાસે મહારાજના ચમરીબરદાર હતા તેમને આજ્ઞા કરી કે, "હું મહારાજના આ તખ્ત ઉપર બેસુંછું, અને તમે મ્હારા ઉપર ચમર મોર્ચલ હલાવો." તેનું આવું કૃતઘ્ન ભાષણ સાંભળી એક

નિમકહલાલ ચમરધરનારને અત્યંત ક્રોધ ચઢ્યો અને તે બોલી ઉઠ્યો, "દુષ્ટ! ચમર મોર્ચેલ તો નહી પણ ત્હારાપર ઝાડુ હલાવીશું." આ સાંભળતાં પરશુરામની આંખ ફાટી અને તે તરવાર કાઢી તેનીપર દોડી ગયો, પણ તે બેઉવચ્ચે ઓચીંતો આવી મહારાજનો ઉપાધ્યાય હાથ જોડી શાંત પાડતો બોલ્યો, "પરશુરામપંત! તમારા અધમપણાની હવે હદ થઈ. હવે તો બસ કરો." આ બ્રાહ્મણના તિરસ્કારના પણ નમ્ર શબ્દ સાંભળી ભાઉ જરા શાંત થયો, અને દરબારમાંથી ચાલ્યો ગયો; પણ જતાં જતાં મહારાજના સિંહાસનને લાત મારી. આ સમાચાર ચતુરસિંહને કોલ્હાપુરમાં મળ્યા. તે ઉપરથી કોપાયમાન થઈ, પરશરામભાઉનું સ્વમાલીકીનું ગામ તાસગામ લૂટી ઘણા ખર્ચે બંધાવેલો તેનો ભવ્ય વિશાળ મહેલ બાળી ભસ્મવત્ કરી કોલ્હાપુર પાછો ફર્યો.

કોલ્હાપુર મહારાજને તથા તેમના સરદારોને પણ પરશુરામભાઉના સતારામાં આવા ઉદ્ધત અને નીચ વર્તનના સમાચાર સાંભળી અત્યંત ક્રોધ વ્યાપ્યો. કોલ્હાપૂરના શિવાજી મહારાજને તો આ સાંભળી દેહશુદ્ધિ જતી રહ્યા જેવું થયું. તેઓ કોઈ સાથે બોલે નહી, તેમ બેઠેલી જગ્યાએથી હાલેચાલે નહી, એવી વિષમ સ્થિતિ થઈ. અંતે રત્નાકરપંત આપ્પાએ અને વિશ્વાસરાવ ગાયકવાડે મહારાજ પાસે સોગંદ લીધા કે "આ દુષ્ટ પરશુરામના શબને તમારા ચરણ પાસે લાવીને નાંખીએ તો જ અમે અમારા પિતાના ખરા વીર્યના!" આ પ્રતિજ્ઞાથી મહારાજને કાંઈ શાંતિ વળી. પ્રિય વાંચનાર! આ નિમકહલાલ સરદારોએ પોતાની પ્રતિજ્ઞા કેવી રીતે પાળી, અને ભાઉ ઉપર કેવીરીતે વેર વાળ્યું તે આપણે આગળ ઉપર જોઇશું. હાલ તો સતારાના મહારાજના કીલ્લાનો કબ્જો લેવાવિષે તેમ જ પૂનામાં ચાલતી અવ્યવસ્થાના સમાચાર જાણીશું.

* * * * * *

સતારાના કીલ્લામાં પુરતું અનાજ ન મળવાથી રાજાને કીલ્લો અંતે શરણ કરવો પડ્યો. ઇષ્ટકાર્ય પૂર્ણ થવાથી પરશુરામભાઉને સૈન્ય વીખેરી નાંખવા હુકમ મળ્યો; પણ તેમનો પગાર ચઢી ગયેલો હોવાથી પોતે તેમ કરવા અશક્ત છે, એમ મિષ કાઢી પોતે જ પેશ્વા સરકારનો નિમકહલાલ તાબેદાર સેવક છે એમ વિદિત કર્યું. આ ઉપરથી અંતે તેણે દસલાખ રૂપીઆ દંડના ભરતાં બાજીરાવે તેને ક્ષમા આપી.

* * * * *

આ તરફ પૂનામાં અતિશય અવ્યવસ્થા વધી પડી અને બેબંદશાહી ચાલવાથી દૌલતરાવનું માન તથા વજન ઘટી ગયું. તે વિષમ સ્થિતિમાં આવી પડ્યો ને નધારેલા સ્થળેથી તેના પર ભય ઝઝુમવા લાગ્યું.

મહાદજી સિંધિયા પોતા પાછળ ત્રણ વિધવા મુકી ગયો હતો, તેમાંની ભાગીરથી બાઈ નામની રાણી, યુવાન અને ઘણી ખુબસુરત હતી. દૌલતરાવ મહાદજીનો દત્તક પુત્ર હતો, અને તેણે આ ત્રણ બાઇઓના નિભાવ માટે પુરતો બંદોબસ્ત કરી આપવાનું વચન આપ્યું હતું. તે પ્રમાણે તે ત્રણે તેની છાવણીમાં હજુ રહેતાં હતાં; તેમ તેમને સારૂ હમેશને માટે સ્વતંત્ર નિમ્નોક કરી આપવાને કાંઇપણ પગલાં લેવામાં આવ્યાં ન હોતાં; અને જે કાંઈ સાધારણ નિમ્નોક આપવામાં આવતી, તેમાં પણ ઘટાડો કરવામાં આવ્યો. આ બે મ્હોટી વિધવા

ઓએ એકાએક, ન્હાની વિધવાને સિંધિયાસાથે આડો વ્યવહાર હતો એવું જાહેર કર્યું, અગર એવો જુઠો આરોપ સિંધિયા ઉપર મૂકયો. ખુલી રીતે તેઓએ તે તરફ પોતાનો ધિક્કાર દેખાડી જાહેર કર્યું કે આવા નીચ માતૃગામી પુત્રને તેઓ પોતાનો પુત્ર કબુલ કરશે નહી. સર્જેરાવ ઘાટગે વચ્ચે પડ્યો. બાઇઓએ તેને પોતાની સન્મુખ આવવા ના પાડી, પણ આ દુષ્ટ તેમના તંબુમાં જોરજુલમથી દાખલ થઈ, તેમને પકડી ઘાતકીપણે ચાબુકે ચાબુકે ફટકાવી, હલકી પાડી. મહાદજી સિંધિયાના અમલમાં બાલોબા તાત્યાના પક્ષના મ્હોટા મ્હોટા હોદ્દાઓ ભોગવેલા શેણવી બ્રાહ્મણ અમલદારાએ બાઇઓનો પક્ષ સ્વીકાર્યો. આથી સખત વાદવિવાદ થતાં મતભેદ પડતાં ફાટફુટ પડી; પણ અંતે એવો નિર્ણય થયો કે, 'બાઇઓએ બરહાનપુર જઈ રહેવું, અને તેમની ખોરાકી પોષાકી વાસ્તે સિંધિયાએ યોગ્ય સ્વતંત્ર બંદોબસ્ત કરી આપવો.'

ગોઠવણ મુજબ તેઓ પૂનેથી નીકળ્યા. પણ રક્ષણને માટે સાથે રહેલી ટુકડીએ તેમને બરહાનપુર ન લઈ જતાં, છૂપા હુકમ મુજબ બંધીખાનામાં નાખવાને માટે અહમદનગરનો માર્ગ લીધો. છાવણીમાં રહેલા બાઇઓના પક્ષકારોએ આ દગો તરત જ શોધી કાઢયો. બાઇઓ સાથેની ટુકડી હજુ ભીમાકાંઠે કોરેગામ પ્હોચી હશે, એટલામાં શેણવી બ્રાહ્મણોના પક્ષકાર, સિંધિઆએ ચુંટી કાઢેલા હિંદુસ્તાની ઘોડેસ્વાર ટુકડીના સરદાર મુસફરખાન પઠાણે આ ટોળીપર અણચીંતવ્યો હલ્લો કરી બાઈઓને તેમના કબ્જામાંથી છોડાવી સિંધિયાની છાવણીની પડોશમાં પાછો લઇ આવ્યો. આવા સાહસિક કૃત્ય માટે તેને શિક્ષા થયા વગર રહેત નહી, પરન્તુ પોતાના સૈન્યના મ્હોટા મ્હોટા અમલદારો આ કાર્યમાં સામેલ છે, તેમ જ વખતે હલ્લો કરવામાં નજીક સંબંધની રાજકુટુમ્બ સ્ત્રીઓ કદાચ કપાઈ જાય તો તેથી પોતાની અપકીર્ત્તિ આખા મરાઠા દેશમાં થાય, એ ભીતિ—વિચાર વગેરેથી સિંધિયાએ તરત કાંઈપણ પગલાં લેવાનો વિચાર માંડી વાળ્યો. ઘાટગેએ આરંભમાં જ અટકાવવાને તથા તેની સત્તાને દાબી દેવાને અસરકારક શબ્દોમાં અરજ કરી. અંતે ઘણા વિચાર પછી તેમનાપર હલ્લો લઈ જવા સિંધિયાએ રજા આપી. પણ મુસફરખાન પ્રથમથી ચેતેલો હોવાથી તેમ સિંધિયાના આ વિચારની તેને ખબર પડવાથી, બાઇઓને જુન્નર તરફ જતાં ભીમા નદીને કાંઠે છાવણી નાંખી પડેલા, પેશ્વાના ભાઈ અમૃતરાવની છાવણીમાં મોકલી આપી. અમૃતરાવે તરત જ તેમને પોતાના રક્ષણમાં લીધી. ઘાટગે તેમની પુંઠે પડ્યો. મુસફરખાન બાઇઓને અમૃતરાવને ત્યાં સહિસલામત જોઈ પુંઠે પડનારાઓ સામે જઈ તેમનાપર ધસી, તેમનો પરાજય કરી, વિજયી થઈ અમૃતરાવની છાવણીમાં પાછો ફર્યો.

જનવાર્તા એમ છે કે ખુદ બાજીરાવ આ બાઇઓના બળવાનો મુખ્ય ઉશ્કેરનાર હતો; અને તેણે બાઇઓના પક્ષકારોને ખંતથી મંડ્યા રહેવા ઉશ્કેર્યા હતા. વળી બાઇઓને રક્ષણમાં લેવાનું પોતાના ભાઈનું આ કૃત્ય યોગ્ય અને પરોપકારશીલ છે, એવું જાહેર કર્યું.

અમૃતરાવની છાવણીપર આચીંતયો હલ્લો કરી બાઇઓને પકડી લાવવા સિંધિયાએ ૭મી જુન (૧૭૯૮)ની રાત્રીને વખતે ડુપ્રાટ નામના ફ્રેંચ સરદારને પાયદળની પાંચ ટુકડી સહિત મોકલ્યો. અમૃતરાવ આ હલ્લામાટે તૈયાર હતો. તેણે સામો હલ્લો કર્યો. સિંધિયાના લશ્કરને પાછા હઠવા ફરજ પડી. સંદેશાઓ ચાલ્યા, "બાઇઓએ મરજી પડે ત્યાં જઈ રહેવું, અને તેમને માટે સારો બંદોબસ્ત કરવો." સિંધિયા ઉપર વિશ્વાસ રાખી તેની છાવણી પાસે પૂના આગળ આવી ખડકીના પૂલપાસે પડાવ નાંખ્યો. જ્યારે અમૃતરાવ આમ નિશ્ચિન્તપણે, ને

વિશ્વાસે રહ્યો, ત્યારે સર્જેરાવ મુસલમાનના તાબુતના તહેવારનો લાભ લઈ, બરોબર તાજીયા ઠંડા કરવાની વખતે નદીકાંઠે આવી પ્હોચ્યો, અને વિશ્વાસપર રહેલા નિખાલસ સૈન્ય ઉપર તોપોનો મારો શરૂ કરી, ધસી, હલ્લો કરી તેને વીખેરી નાંખ્યું, અને પાછળથી તેમની છાવણી લુટી. આ વખતે બાઇઓ વીઠ્ઠલવાડી નામના ગામડામાં હતી, તેથી આ હલ્લો ખુદ પેશ્વાના ભાઈ ઉપર થયેલો કહવાયો; અને હવે સિંધિયા તથા પેશ્વા વચ્ચે ખુલ્લી લડાઈ થશે, એવી બુમો પડવા લાગી. ખાસેરાવ હોલકર અમૃતરાવને જઈ મળ્યો, અને માનકરીઓ તેના વાવટાનીચે એકત્ર થયા. પેશ્વાએ નિઝામ તથા રાઘોજી ભોંસલે સાથે સંદેશા ચલાવ્યા.

સિંધિયા હવે ગભરાયો. તેણે ઇંગ્રેજોને વચ્ચે પડી સમાધાન કરી આપવું એવી ઇચ્છા દેખાડી. "સિંધિયાએ તેના હાલના પ્રધાનોને રજા આપવી; બાઇઓના નિભાવમાટે સારી જાગીર જુદી કાઢી આપવી, તથા પેશ્વાની સત્તાને માન આપવું." આવી રીતે કરનલ પામરે ભલામણ કરી. આ પ્રમાણે વર્તવા સિંધિયા કબુલ હતો, પણ બાઇઓની માગણી હદ ઉપરાંત તથા ગેરવ્યાજબી થતી ગઈ. તેથી તેમની ઇચ્છા પુરી પાડવા તે અશક્ત હતો. ઉત્તર હિંદુસ્થાનમાં પણ ભારે અવ્યવસ્થા થઈ રહી હતી. અને સિંધિયાને પોતાના પ્રાંતનો બંદોબસ્ત કરવા જવાની ખાસ આવશ્યકતા હતી ને તેથી ત્યાં જવા બહુ ઉત્સુક હતો. પણ સૈન્યના ચઢેલા પગારમાંથી કાંઇપિણ રકમ અપાયા વગર કાંઈ થઈ શકે તેમ ન હોતું, તેમ તેવી રકમના અભાવને લીધે તે બહુ જ મુંઝાયો.

પ્રિય વાંચનાર! હવે પૂનાની અવ્યવસ્થા-ગડબડ, સિંધિયાની મુંજવણ, વિગેરે આગળ ન વર્ણવતાં આટલેથી જ અટકી, નિઝામનો રંગરાહ તપાસવા પંતોજી ગયો છે, તે તરફ ત્હારી સ્મરણશક્તિની કમાન ફેરવ!

## પ્રકરણ ૧૦ મું.

### રંભા.



આજનું પ્રભાત અંધકારમય આછી ઝાકળવાળું ભીનાશવાળું હતું. હજુ ટેકરીઓપર ધુમસ સ્વેચ્છાથી વાસ કરી રહ્યું હતું, પણ નદી નાળા તથા ખીણો ઉપરથી ધુમસનો પડદો ઉપડી ગયો હતો, અને વસંત ઋતુનો પવન આ પડદાને ઉચકવાને શક્તિમાન થઈ શકતો ન હોતો. વટેમાર્ગુઓનો માર્ગ નદીને કિનારે કિનારે વાંકો ચુંકો નીચેની ખીણમાંથી પસાર થતો હતો અને ટેકરીઓની ટોંચોને સલામી કરવાને સૂર્ય નિરર્થક મહેનત કરી અહીં તહીં છુટા છવાયા કિરણો ફેંકવા મથતો હતો. આ કિરણો ફાલ્ગુન માસની પ્રભાતની ગ્લાનિ નિર્મૂલ કરવા અશક્ત હતાં; અને આટલા વ્હેલા પ્રભાતે પૂર્વાકાશ કક્ષાપર પ્રકાશની પ્રભાને સ્થાને વિવિધ જાતના અનેકરંગી સૂક્ષ્મભેદવાળા આભાસરૂપ રંગો, પ્રત્યક્ષ-પ્રસિદ્ધ કરતા હતા. આ સમયનો સર્વ દેખાવ મનોવ્યાધને ઉત્તેજિત કરે એવો સમાનરૂપનો તથા ઉદાસીન હતો.

આ સમયે ત્રીસેક મરાઠાઓની એક ટોળી શિકારની શોધમાં નીકળી પડી હતી. સૌથી મોખરે એક યુવાન તથા એક વૃદ્ધ-એમ બે મરાઠા સરદારો હતા. તેઓ બન્નેની શરીરાકૃતિ

એવી હતી કે પિતાપુત્રનો આભાસ આપતા હતા. યુવાન સ્વાર પંદર સોળ વર્ષની વયનો સુંદર ચ્હેરાવાળો અને ચાલાક લાગતો હતો. શિકારની શોધમાં તેઓ પુરપાટ અશ્વોને દપટાવે જતા હતા. એક રાની ડુક્કર દૃષ્ટિએ પડતાં તેઓ તેની પુઠે પડ્યા, પણ થોડા વખતમાં તે તેમના પંજામાંથી છટકી ગયું. કલાક બેકલાક વીત્યા પણ કોઈ પણ શિકાર હાથ આવ્યો નહી. નિરાશા તેમના મુખપર છવાઈ રહી. આણી તરફ ભગવાન સૂર્યનારાયણ પણ પ્હાડોની ટોચોપરથી ધુમસનો ઘેરો હઠાવી કાઢવામાં મહા પ્રયાસ પછી વિજયી થયા–સર્વત્ર સ્વપ્રકાશ પ્રસારી દીધો.

એક ન્હાના ગુંચવણીવાળા જંગલમાંથી બ્હાર પડતાં જરા ઉંચાણવાળા ભાગપર આ શિકારીયો આવી પ્હોંચ્યા. આસપાસ નજર ફેરવતાં નીચેની ખીણમાં આ યુવાનને કાંઇ દૃષ્ટિએ પડ્યું. વૃદ્ધ શિકારી તરફ ડોક ફેરવી તે જગ્યાપ્રતિ હાથ લાંબો કરી બોલી ઉઠ્યો. "પિતાજી! પિતાજી! જુવો, જુવો! નજર કરો, આ નીચેની ખીણમાં એક બીચારા સ્વારપર ઘણા માણસોએ હલ્લો કર્યો છે અને તેને પરાજિત કરવાની અણીપર છે! ચાલો, ચાલો આપણે તેની મદદે જઇએ!" આમ બોલતાં ઉત્તરની પણ રાહ ન જોતાં તે સ્થાન તરફ પોતાના અશ્વને છોડ્યો. વૃદ્ધે પણ તે તરફ નજર ફેંકતાં તેની પાછળ ઘોડો દોડાવ્યો. માણસોએ પણ તેમ જ કર્યું. તે સ્થાનની વધારે નજીક આવતાં તેમણે શોધી કાઢ્યું કે એક યુવાન મરાઠા સ્વારપર એક જાણીતી લુટારૂ ટોળી હલ્લો કરી રહી છે અને તે વીર મર્દ બ્હાદુરીથી પોતાનો બચાવ કરી રહ્યો છે.

તરત આપણા યુવાન શિકારીએ પોતાની બંદુક છોડી અને હલ્લો કરનારના નાયકના માથામાં લાગતાં તમ્મર ખાઈ ઘોડાપરથી ઉથલી પડ્યો. આ યુવાન શિકારીનો દાખલો લઈ તેના માણસોમાંથી પાંચ છ જણાએ બંદુકના અવાજો કર્યા અને તેથી બીજા બે ત્રણ લુટારૂ ટોળીના માણસો પડ્યા. પોતાના ભક્ષ્યના બચાવમાટે મદદ આવી પ્હોચી છે એવું જોઈ તે ટોળી વિખેરાઈ ગઈ.

જે સ્થળે લુટારૂ ટોળી તથા વીર મરાઠા સ્વાર વચ્ચે ચકમક ઝરી હતી તે સ્થાને આવી પ્હોચતાં આપણા યુવાન સ્વારે તે વીરને ગંભીર રીતે ઘવાયલો તથા પોતાના લોહીથી ખરડાયલો પંદર વીસ લાશોની વચમાં બેશુદ્ધ પડેલો દીઠો. આ બહાદુર શિકારી એકદમ ઘોડા ઉપરથી કુદી પડી પોતાના મસ્તકપરના ફેંટામાંથી ચીરો ફાડી તે ઘવાયલા વીરનું લોહી વ્હેતું અટકાવવાને ઘાપર મજબુત બાંધી દીધો. હમેશના રીવાજ મુજબ જંગલને નાકે આજે પણ પાલખી રખાવી હતી તે તરત જ ત્યાં મંગાવી. તેમાં આ બેશુદ્ધ પડેલા વીરને સુવાડી પોતાના ઘર તરફ લઈ ચાલ્યા.

પ્રિય વાચક! આપણી વાર્તા આગળ ચલાવવા પૂર્વે આ યુવાન શિકારી તથા આ વીર મરાઠા સ્વાર વિષે કાંઈ ઉપોદ્ઘાતરૂપે બોલીશું.

*          *          *          *          *          *

આ યુવાન શિકારી પુરુષ નહીં પણ પુરુષના વેષમાં સ્ત્રી હતી. તે વરકુટના એક ન્હાના જાગીરદાર સુલાનજીરાવ માનેની એકની એક લાડકવાઈ પુત્રી હતી. એનું નામ રંભા એના રૂપને યોગ્ય જ હતું. ખરેખર તે રંભા જ હતી. માનેની આ પુત્રી જેવી સૌંદર્યવાસ્તે પ્રખ્યાત હતી તેવા જ તેનામાં, ઠરેલપણું, દઢતા, શૌર્ય, વિગેરે સદ્ગુણોનો વાસ હતો. તેની વિવેકબુદ્ધિ પુરુષના જેવી હતી. તે સમયના મરાઠા સરદારોના પડદાના અતિદૃઢ નિયમો તેના પિતાએ

હજુ તેને વાસ્તે અમલમાં મૂક્યા ન હોતા. પોતાને આવી વિચક્ષણ પુત્રી શીવાય અન્ય કાંઈ પણ પ્રજા ન હોવાથી વૃદ્ધ સુભાનજી તેને પુત્રવત્ શિક્ષણ આપતો હતો. ભાલા મારતાં, બંદુકથી નેમ તાકતાં, ઘોડે બેસતાં, શિકાર કરતાં વિગેરે મરદાની રમતો તેને શીખવવામાં આવી હતી. રંભા સુભાનજીરાવને પ્રાણસમાન વ્હાલી હતી. હાલ તેની ઉમર સોળ સત્તર વર્ષની હતી. પિતાને દરેક કાર્યમાં તે મદદ આપતી હતી; ને દરેક અગત્યના કામમાં તેની સલાહ લેવામાં આવતી. આવી બ્હાદુર અને બુદ્ધિમતી પુત્રી જોઇને સુભાનજીરાવને ઘણો આનંદ થતો, ને પુત્રની ખોટ તેને લાગતી નહી.

આ અલૌકિક કુમારીના હસ્તની માગણી ઘણા વીર આકાંક્ષી મરાઠા સરદારો તરફથી કરવામાં આવી હતી. પણ કોઇ ફાવી શક્યા ન હોતા. તેની સુંદરતા અને બુદ્ધિનો પ્રભાવ દરેક જીલ્લાનો વિષય થઈ રહ્યો હતો:—

( મનહર. )

" શરદના ચંદ્રકેરી કાન્તિ જેવું મુખ રૂડું,
તેવિષે વિશાળ આંખ્યો આવી રહી શોભતી;
નમેલા ખભા છે જેના એવા હાથ રૂડા રાજે,
પાસાં બેની સફાઇ દેખાય અતિ ઓપતી;
ઉંચાં સ્તન પાસે પાસે તેથી આકુંચિત ઉર;
જઘન નિતમ્બયુક્ત, કટિ હાથમાં જતી;
વાંકડી આંગળી પગે એવું વપુ ખુબ વળે, "[૧]

* * * * * * *

જે દિવસે લુટારૂ ટોળીની ઝપાઝપી થઈ તે દિવસના પ્રભાતે આવા રૂપની સુંદરી તેના પિતાસાથે શિકારે નીકળી હતી, ને લુટારૂ ટોળીના પંઝામાંથી તે ઘવાયલા, લોહી લુહાણ થયેલા વીર મરાઠા સ્વારને છોડાવી પોતાના ઘર તરફ લઇ ચાલી એ ઇતિહાસ આપણે ઉપર વાંચી ગયા.

વરકુટ પ્હોચતાં આ ટોળી નવા મેમાન સાથે સુભાનજીરાવના મહેલ આગળ થોભી. બીલકુલ આંચકો ન લાગે તેમ સાવચેતીથી પાલખીમાંથી બ્હાર કાઢી તે સ્વારને મહેલના એક ભવ્ય ખંડમાં સ્વચ્છ બીછાનાપર સુવાડ્યો. સ્વાર તો હજુ અચેત હતો. તેના અંગઉપરથી લોહીના ડાઘ સાફ થતા હતા ત્યાં સુભાનજીરાવ પોતાના પરોણાના સમાચાર પુછવા આવ્યો પણ અંદર દાખલ થયો ને તેની મુખમુદ્રાપર દૃષ્ટિ પડતાં તે ચમક્યો! શંકિત થતાં પુનઃ પુનઃ તેના તરફ જોવા લાગ્યો-તેને ઓળખ્યો; "કોણ! આતો પંતોજી! પેલા દુષ્ટ નાનાનો વિશ્વાસુ સરદાર!" આ શબ્દો તેના મ્હોંમાંથી એકાએક નીકળી પડ્યા. તેની પુત્રી તેનો ગુંચવારો સમજી ગઇ ને તરત જ તેના સામી દૃષ્ટિ કરી તેને શાંત પાડવા લાગી. આખરે સુભાનજીએ એક ઉમરાવ મરાઠા વીર તરીકે શત્રુવટ દૂર કરી આશ્રયે આવી પડેલા શત્રુના માણસની જોઈતી સારવાર કરવાને યોગ્ય વ્યવસ્થા કરી.

૧. માલવિકાગ્નિ મિત્ર નાટક.

આ સુભાનરાવ માને ખરો મરાઠો હતો અને બ્રાહ્મણી રાજ્યનો કટ્ટો શત્રુ હતો, પણ પોતાપાસે પુરતાં સાધનો ન હોવાથી તેમ પોતાની ન્હાની જાગીર આબાદ રાખવાના હેતુથી ઇચ્છાવિરુદ્ધ કમનથી પણ બ્રાહ્મણી સત્તાને અધીન રહ્યો હતો. અંદરખાને તો તે સત્તાનો ક્યારે નાશ થાય એમ જપ જપ્યા કરતો હતો, તથા તેને અને નાનાવચ્ચે અતિશય અણબનાવ હતો. નાનાએ તેની જાગીરનો ઘણો ભાગ જપ્ત કર્યો હતો, ને તેથી નાનાપર તેનો ક્રોધાગ્નિ પ્રજ્વલી રહ્યો હતો. પોતે નાનાનો શત્રુ છે એમ ઘણાને જાહેર કરતાં ફુલાતો. નાનો તેની આ રીતભાતથી અજ્ઞાત ન હોતો. પણ જ્યાંસુધી મ્હોંડામ્હોંડ થાય નહી ત્યાંસુધી, અને તે વૃદ્ધાવસ્થાએ પ્હોચ્યો હતો તેથી કાંઈ પણ કરી શકનાર નથી એમ ધારી નાનો આંખઆડા કાન કરતો હતો. પેશ્વાની દરબારમાં તેને વખતોવખત જવું પડતું હતું તેથી પંતોજીને અનેક વખત જોયો હતો, તેમ તે નાનાનો વિશ્વાસુ ને જીવજાન હતો એ પણ એને ખબર હતી. આથી પોતાને ઘેર પરોણા તરીકે લાવેલો શખ્સ પંતોજી જ છે એમ ખાતરી થઈ. જો કે તેની સારવાર માટે તેણે યોગ્ય વ્યવસ્થા કરવા હુકમો આપ્યા પણ મનમાં તેને ઘણી મુજવણ થતી હતી.

કોઇ કોઇ વખત માંદા મેમાન માટે મલિન વિચારો તેના હૃદયમાં વાસ કરતા, પણ તેની માવજત કરવામાં કાંઇ પણ ખામી આવવા દીધી નહી. પંતોજીની સ્થિતિ ઘણી ભયંકર હતી. પંદર દિવસ તો તેણે બેશુદ્ધ પથારીવશ કાઢ્યા, ને તેની જીંદગી ભયભરેલી લાગી. તે પછી જરાતરા પ્રકૃતિમાં ફેર પડવા લાગ્યો અને મંદવાડ લાંબો પ્હોચશે એમ સર્વને લાગવા માંડ્યું. માનેની કુમારી રંભા તેની સારવારમાં ઘણું ખરૂં દેખરેખ રાખતી. કોઇ કોઇ વખત તેની પાસે આવી બેશી તેને વિનોદ આપતી. ઔષધ વિગેરે સ્વહસ્તે ઉપચાર કરવામાં તે ચુકતી નહી. દિવસે દિવસે તેને જેમ જેમ આરામ થતો ગયો તેમ તેમ તેના ચ્હેરાપર તથા અંગ ઉપર ફેરફારો જણાવા લાગ્યા. ધીમે ધીમે રંભાનું ત્યાં આવવું વારંવાર થવા માંડ્યું ને તે દિવસનો ઘણોખરો કાળ તેની પરિચર્યામાં તથા તેની સાથે વાર્તાવિનોદમાં ગાળવા લાગી. પરિણામ એ થયું કે બન્નેવચ્ચે કાંઈ નવો સ્નેહ જાગૃત થવા લાગ્યો. પ્રકૃતિમાં સારો સુધારો થવાથી પંતોજીએ હવે ઘરમાં જરા ફરવા હરવા માંડ્યું. જતી આવતી રંભા આડકતરી રીતે પંતોજી તરફ દૃષ્ટિપાત નાંખતી હતી. બન્નેજણ એક બીજાના મનોવિકાર સમજી ગયાં. પુષ્પધન્વાએ પોતાના કુસુમશરથી બન્નેનાં હૃદય વિંધ્યાં. પ્રેમ બેઉવચ્ચે એટલો દૃઢ થયો કે અશક્ત પંતોજીએ પ્રેમાવેશમાં તેના રક્ષકપાસે તેના હાથની માગણી કરી. તેણે કહ્યું "ઘણા વખતથી, મ્હારી આ જિજ્ઞાસા ઉત્પન્ન થતાં ડાબી રાખી હતી પણ હવે વધારે વખત તેમ ન કરી શકાયાથી આજે તે ઇચ્છા જાહેર કરૂંછું."—વિગેરે. કુમારીને આ માગણી ઓચીંતી કે અપ્રિય નહોતી. અંતરમાંથી તે તેને ચ્હાતી હતી, ને પોતાનો તે સ્વામી થાય તો કેવું સારૂં! એમ મનમાં જંખ્યા કરતી હતી. પંતોજીનું ઉપરનું વચન સાંભળી તે સ્મિતહાસ્યે જમીનસામું જોતી ઉભી. તેનાં કપોલખંજન નીહાળી પંતોજી મનમાં ઘણો હર્ષ પામ્યો. આખરે પ્રેમલુબ્ધ મુગ્ધાએ પોતાની પ્રેમદૃષ્ટિથી યુવાન પુરુષનું અંગ નીહાળ્યું અને મનોતંત્રે મનોમધુર ઓષ્ઠ ઉઘાડ્યા. "શું તમે મને ચ્હાઓ છો?" આમ પ્રેમતરંગના ઝોકામાં પૂર્ણ મ્હાલતાં તેઓ મહાન વિરલ આનંદ વચ્ચે એક બીજા સાથે લગ્ન કરવા પવિત્ર વચનથી બંધાયાં.

બીજો એક માસ વીત્યો. પંતોજીની પ્રકૃતિમાં હવે ઘણો જ સારો સુધારો દેખાવા લાગ્યો.

# સંધ્યા અથવા મરાઠા રાજ્યનો સૂર્યાસ્ત.

તે હવે પોતાના કામમાં આગળ વધવા ઘણો ઇંતેજાર થઇ રહ્યો. એવામાં એક દિવસ વૃદ્ધ **માને** સાથે રાજપ્રકરણીય વાતો નીકળતાં **નાનાના** પકડાવા વિષે તેમ જ પૂનામાં ચાલતી ગેરવ્યવસ્થા, ગડબડાટ વિગેરે સમાચાર જાણી **પંતોજી** ઘણો જ ઉશ્કેરાયો અને પોતાના સ્વામીને દુઃખમાંથી છોડાવવાને બદલે પોતે આવી રીતે એક ખુણામાં પડી રહે એ ઠીક લાગ્યું નહીં. તેનો જીવ ઉકળવા લાગ્યો; અને પોતાને સોંપેલું કાર્ય પડતું મુકી **નાનાની** મદદે જવા તે તલપાપડ થઈ રહ્યો. હજુ **પંતોજીની** શરીરની સ્થિતિ આવા સાહસકામમાં પડવા જેવી ન હોવાથી વૈદ્યે તેને એક પખવાડીયું વધારે રહેવાની ભલામણ આપી. શરીરને પુરતો આરામ થવાને તેને તે સૂચના યોગ્ય લાગી, ને વશે કે કવશે તેણે તેટલા દિવસ કાઢી નાંખ્યા. અંતે **માનેનો** અત્યન્ત ઉપકાર માની તેમની રજા લઇ પુના તરફ રવાના થવા તૈયારી કરવા માંડી.

રજા લેતી વખતે **પંતોજીએ** હીમ્મત લાવી વૃદ્ધ **માને** પાસે તેની કમલવદની પુત્રીના હાથની માગણી કરી. વૃદ્ધ મરાઠો આવી સાહસિક, અવિચારી માગણીથી એકદમ છેડાયો. આવી માગણીથી પોતાના કુળને અપમાન કર્યાને માટે તેને ઘણા કડવા પરુષ શબ્દો કહ્યા અને પોતાનું કુળ ઉંચુ જણાવી મગરૂબ થતો તેની માગણીને તિરસ્કારનાં વચનો સાથે ધિક્કારી કાઢી. અને તેની આવી હીમ્મતથી માગણી કરવાની અભિલાષા એક અનાથને રક્ષણ આપતાં ઉપકારને બદલે અપકાર કરવાની વૃત્તિ સાથે સરખાવી. "મરણની અણી ઉપર આવેલો તું તેની સારવાર કરી બચાવ્યો તેનું આ જ ફળ આપ્યું? કહ્યું છે કે,—

"આશ્રય દેવો નહી કદી, શીલ ન જેનું જણાય, માકણકેરા દોષથી યૂકા[1] મારી જાય."[1]

**પંતોજી** આ શબ્દો સાંભળી રાતો પીળો થયો પણ બોલનાર તેની ભવિષ્યની પ્રિયાનો પિતા તથા આશ્રયદાયક છે તેથી કાંઇ પણ પ્રત્યુત્તર ન આપતાં મૂગે મ્હોંએ ચાલ્યો ગયો.

ચીડાયલો ( ખીજવાયલો ) વૃદ્ધ **માને** ક્રોધાવેશમાં પુત્રીપાસે ગયો અને પોતા સામે તર્કટ રચવાનો આરોપ તેના ઉપર મુકયો, અને ઘણા ઉંચા સ્વરે તેને ધમકીઓ આપવા માંડી. રંભાનો ઉગ્ર સ્વભાવ પણ જાગૃત થયો. તો પણ તેનો ચ્હેરો શાંત અને જિવ્હા બીડાયલી જ રહી. તેના અંતરમાં વિવિધ જાતના જ્વાળામુખીઓ ધુંધવાઈ રહ્યા હતા. તેના પિતાના આવેશમાં ને આવેશમાં ગમે તેમ બડબડીને ગયા પછી મુકાયલા આરોપો બીનપાયાદાર તેને લાગવા માંડ્યા. પોતાના પિતાએ પોતાને અન્યાય કરેલો દીઠો અને **પંતોજીને** ચ્હાવામાં પોતે કાંઈ પણ ભુલ નથી કરી એમ તેનું મન સાક્ષી પુરવા લાગ્યું. આ અણધારેલા બનાવથી તેના મનને દુઃખ થવા લાગ્યું. બીજે દિવસ થયો અને પુનઃ વૃદ્ધ **માને** પોતાની પુત્રી સમક્ષ આવ્યો. આ વખતે પ્રથમ કરતાં કાંઈ શાંત પડેલો હતો, પણ હજુ તેનો ઉભરો નરમ તો ન્હોતો જ પડ્યો.

તે નિષ્ઠુર સ્વરે બોલ્યો "પુત્રિ! તેને ભુલી જા. કદાપિ આપણા ઘરના—કુળના એક અંગતરીકે, આ છાપરા હેઠળ એનો પડછાયો સુદ્ધાં ત્હારો પિતા પડવા દેશે નહી. તે **નાનાનો**—

[1] "માકણને જુએ પોતાની સાથે રાખી લોહીનું ભક્ષણ આપતાં પોતાને નુકશાન ખમવું પડયું. તેવું ત્હારૂં આ વર્તન છે. ત્હારા જેવા બ્હાદુરને આવું કૃત્ય શોભતું નથી."-વિગેરે વચનોથી તેનો અનાદર કર્યો. પંચતંત્ર—

મ્હારા કટ્ટા દુષ્મનનો પક્ષકાર છે. તેણે મ્હારે ત્યાં ભોજન લીધું તેથી **માનેનો** ક્રોધ શાંત થાય છે; પણ તેથી તે **નાનાનો** પક્ષકાર છે એ હું–**માને** ભુલી જનાર નથી. **નાનાનો** એ વધારે નિકટ અને અંગી પક્ષકાર છે એટલે તેનાપર પણ તેટલો જ ધિક્કાર છે, ને તે ધિક્કારનો તે ખચિત ભોગ થઈ પડશે જ. છોકરી! તું જે માણસને પરણવા ઇચ્છે છે તેના કરતાં તો આ દિવાલો વચ્ચે એક વાઘને આવેલો જોવાને ઇચ્છું છું. ત્હારાથી તેનો વિચાર સુદ્ધાંત પણ થઈ શકશે નહી. તું તેને ભુલી જા.".

પોતાના અડગ ઠરાવને જરા પણ ન ફેરવનારી શક્તિ દેખાડતાં શાંત સ્વરમાં રૈભાએ શરમ છોડી ઉત્તર આપ્યો. "પિતાજી! તેણે એકી વખતે મ્હારો પ્રેમ અને પ્રશંસા જીત્યાં છે–અને તે સમયથી મ્હારી એને વાસ્તે પસંદગી–એથી તે એમાં વધારો થયો છે. જ્યાં વ્યાઘ્ર ભરાઈ બેસેછે અને સિંહ શિકાર માટે પરિભ્રમણ કરેછે એવા ભયાનક ઘાડા અરણ્યમાં જેમ સોપારી કે તાડનાં વૃક્ષોની ઘટા મહાન્ અને મૃદુ લાગેછે તેવું તેનું હૃદય મૃદુ અને મહાન્ છે. તે સતારના સ્વર સાથે મધુરતાથી પીગળી જાયછે અને તેવી જ રીતે યુદ્ધસૂચક દુંદુભીના નાદથી, તે મહત્તાથી પ્રફુલ્લિત થાયછે. મ્હારો પ્રેમ અડગ છે. તેમ તેનો પણ તેવો જ છે. અમો બન્ને પવિત્ર વચનથી બંધાઈ ચુક્યાં છીએ. પિતાજી હું કૃતઘ્ની નહીં થાઉ."

આવા ઉત્તરથી તે વૃદ્ધના ક્રોધાગ્નિમાં બળતામાં ઘી હોમાયા જેવું થયું. તે બરાડી ઉઠયો "છોકરી! બસ કર. હવે તું મને બરોબર ઓળખતી નથી. હું હવે ત્હારૂં કાંઈ પણ વધુ સાંભળનાર નથી. ત્હારે તેને ભુલી જવો જ જોઇશે. સમજી! ત્હારા પિતાના ઘરપર આવી અભદ્ર સેતાની સત્તા લાવીશ! આ ઘરના પથ્થરો ત્હારા તે કૃત્યને માટે ક્રોધથી બરાડી ઉઠશે. યાદરાખ કે પિતાનો હુકમ નજીવો ગણી અમાન્ય કરવાનો નથી! હું આ તુચ્છ, ક્ષુદ્ર કાર્ય જોઈ શકનાર નથી! મ્હારાથી એ સહન થશે નહી!"

તે ચુપ રહી, પણ તેના વક્ષસ્થળની–અક્ષુબ્ધ–અચળ વિસ્તૃત અર્થસૂચક પ્રભાએ તરત જ પ્રત્યક્ષ કર્યુ કે આ સમયની શાંતતા હમેશની નહોતી. જેવો **માને** તેને છોડી ગયો તેવો જ તેના હૃદયમાંથી અવાજ કંઠ સુધી આવ્યો–પણ અટકયો. તેની ભાવના જેવી દાબી દેવામાં આવી તેટલે જ અંશે પંતોજીપ્રતિની પ્રેમની દૃઢતા વધારે અડગ થતી ગઈ.

## પ્રકરણ ૧૧ મું.

### નાનાનો છુટકો.



વ રફુટથી રવાના થયા પછી પંતોજીએ પૂનાથી બે એક કોસપર આવેલા એક ગામમાં આવી ત્યાંના પટેલને ત્યાં ઉતારો કર્યો. અશ્વને છોડી ઘાસ વીગેરેની વ્યવસ્થા કરી ગામડીયાના વેષમાં પંતોજી નગરચર્યા જોવા નિકળી પડ્યો. પૂનામાં ચાલતા રાજપ્રકરણીય બનાવો તથા તત્સંબંધી ગામગપાટાઓથી માહીત થતાં અનેક તર્ક-વિતર્ક સાથે નગરમાં ફરવા લાગ્યો. રાત્રીએ નાનાના વિશ્વાસુ શાહુકારોને મળી ગુપ્ત રીતે જોઇતી બાતમી મેળવી પોતાના હજુરીયા અબદુલને મળી તૈયાર થવા કહ્યું.

બીજે દિવસે પ્રાતઃકાળમાં ફરતો ફરતો સિંધિયા તરફથી નીકળેલાં જાહેરનામાં જે સ્થળે ચ્હોડ્યાં હતાં ત્યાં ગયો. જાહેરનામામાં અનેક સખત કલમો હતી ને અંતભાગમાં સિંધિયાની મહોર છાપ હતી. તે જ સવારે તેની સમક્ષ એવું બીજું જાહેરનામું ચ્હોટાડવામાં આવ્યું. આ નવા જાહેરનામાની કોઈ પણ રીતની અવમાનના પ્રજા તરફથી ન થાય તેથી ત્યાંનો ત્યાં જ એક સંત્રી સતત પહોરો ભરતો હતો. આ નવું જાહેરનામું પોતાને ઉપયોગી થઈ પડવાની આશાથી આનંદ પામતો પંતોજી અબદુલાને ઘેર જઈ પોતાનો ઉદ્દેશ જણાવતાં બોલ્યો "આ કાર્ય મધ્યરાત્રિ પ્હેલાં થવાનું નથી, આ સાહસિક પગલું ભરતા પ્હેલાં ભવિષ્યમાં આપણા સંરક્ષણ માટે દસેક સારા હુંશીયાર વિશ્વાસુ ઘોડેસ્વારની ટુકડીની, અહમદનગર જઈ પાછા આવીએ ત્યાંસુધી, જરૂર છે. માટે આપણને દગો ન દે એવા ત્હારા વિશ્વાસુ સ્વારોની તજવીજ કર–જોઇએ તેટલું ખર્ચ કરવું પડે તેની ચિંતા નહીં."

"આ કામ થયું જ સમજવું. બીલકુલ વખત નહી લાગે. કાર્ય સિદ્ધ કરી તુરત જ પાછો આવું છું."

"ઠીક ત્યારે! આજે જ સર્વ બંદોબસ્ત કરી નાંખજે. વાત ઉઘાડી ન પડે તે ધ્યાનમાં રાખવું, તથા એક એક જણ શહેરમાંથી બ્હાર નીકળી જઈ એકઠા થવા માટે અને તેમ કરતાં પકડાઈ ન જવાય તે માટે સર્વને યોગ્ય સમજુતી આપવી. અને ગમે તે માર્ગે થઈ ને અંતે વિઠલવાડીના ગામડામાં સૌએ તાકીદથી હાજર થવાનો હુકમ આપી દેવો."

ઉપર પ્રમાણે વ્યવસ્થા કરી પંતોજી નાનાના પક્ષના શાહુકારને ત્યાં ગયો. તેની પાસેથી સિંધિયાના મુસલમાન અમલદારોના જેવો હિંદુસ્થાની પહેરવેષ તૈયાર કરાવી મંગાવ્યો. એક મ્હોટા કાગળમાં અહમદનગરના સુબા ઉપર મોડી ભાષામાં ફરમાન લખ્યું, તેનો મૂળ સાર એ હતો કે "આ ફરમાન લાવનાર મસઉદખાનને નાનાફડનવીસની સાથે ખાનગી મુલાકાત કરાવવી, વિગેરે." આ શીવાય બીજા હુકમો પણ અંદર દર્શાવ્યા હતા.

સંધ્યા થતાં પંતોજી હિંદુસ્થાની પોષાકમાં અબદુલાને ઘેર આવ્યો. પ્હોર રાત્રીના સુમારે બન્ને જણે ઘર છોડ્યું. પુનામાં ભય ત્રાસને લીધે રસ્તાઓપર મનુષ્યનો અવરજવર ન હોવાથી શાંતિ પથરાઈ રહી હતી. કોઇ પણ મનુષ્ય ઘર બ્હાર નીકળવાની રાત્રે હીંમત કરી શકતું નહી. જે ઘરની દીવાલપર સિંધિયાના ફરમાનો લગાડેલાં હતાં ત્યાં આવતાં જ બે જણ છુટા પડ્યા. પંતોજી એક ખુણામાં ભરાઈ બેઠો. અબદુલા બીજે રસ્તે થઈ ઘરની બીજી બાજુના

ખુણામાં સંતાઈ રહ્યો. સંત્રી અબદુલ્લા તરફની બાજુમાંથી પરિવૃત્ત થતાં જ પાછળથી તેના ઉપર અબદુલ્લાએ હલ્લો કરી જમીનપર તોડી પાડી તેની પીઠ ઉપર ચઢી બેઠો, અને તે બુમ પાડે તેની આગમચ રાક્ષસી બળથી તેના ગળામાં કટાર ખોસી તેને પૂરો કર્યો. આ સર્વ એક નિમિષમાત્રમાં બન્યું. પંતોજી ત્યાં ધસી આવ્યો ને પળ પણ ન ગુમાવતાં પૂર્ણ સાવચેતી રાખી ફરમાનનો કાગળ સબંધ ઉખેડી પોતાના લાંબા ઝભામાં છુપાવી, બન્ને જણ એકદમ ઘર તરફ રવાના થયા.

ઘેર આવતાં બત્તી સળગાવી ને ઉખેડી લાવેલા ફરમાનપરથી લાખની શિક્કા મહોરને ગરમ ચાકુવતી ઉખેડી, સવારમાં લખેલા ફરમાનપર સંભાળથી યુક્તિસર આબેહુબ તે મ્હોર ચ્હોટાડી. આ ફરમાનને અંદરના ગજવામાં સહીસલામત મુકી ન્હાની પીસ્તોલની જોડી કમ્મરે ખોસી, તેમ જ એક તલવાર પણ લટકાવી દીધી. પોતે તૈયાર થયો કે અબદુલ્લાને કહ્યું કે "ઈશ્વર કૃપાથી અત્યાર સુધીનું કાર્ય સીધેસીધું પાર પડવું છે. પણ સવારમાં આ બનાવની તપાસ જરૂર થવાની, માટે આપણે અત્યારે જ માર્ગે પડ્યું જોઇએ. આવા સમયમાં રાત્રીને વખતે શહેર બ્હાર જતાં વ્હેમના કારણથી ચોકીદારો વખતે આપણને અટકાવે. પણ ભય વખતે શહેર બ્હાર જવાના ગુપ્ત માર્ગોની મને ખબર છે ને તેની ચાવીઓ માત્ર ખરા વિશ્વાસુ માણસોપાસે જ રહે છે. નાનાનો તેમ જ શ્રીમંતનો હું વિશ્વાસપાત્ર છું તે તને ખબર છે એટલે મ્હારી પાસે ચાવી છે. જો કે આ માર્ગ તને દેખાડવો ન જોઇએ; પણ મને ત્હારા ઉપર પૂર્ણ ભરોંસો છે કે તું તેનો દુરુપયોગ નહીં કરે. આપણે બન્નેજણા સ્વામીની સેવા કરીએ છીએ, અને મ્હારે ગુપ્ત માર્ગ દેખાડવાનું નિયમવિરુદ્ધ કાર્ય પણ તે સેવા અર્થે કરવું પડે છે. માટે સોગન સાથે વચન આપ કે "આવા સંકટ શિવાય આ માર્ગનો ઉપયોગ નહીં કરે અને અન્યને તે કદાપિ પણ દેખાડશે નહીં."

અબદુલ્લાએ તે પ્રમાણે કર્યું. બેઉજણા છુપા માર્ગે શહેર બ્હાર આવ્યા અને પ્હો ફાટતાં પૂર્વે વિઠલવાડી આવી પ્હોંચ્યા. સંકેત મુજબ દસ સ્વારો તથા બે ઘોડા ત્યાં આગળ તૈયાર હતા. ઘોડા ઉપર સ્વાર થઈ પંતોજીએ અબદુલ્લા તથા દસ સ્વારોસાથે અહમદનગર તરફ તીવ્ર વેગે ઘોડા મારી મુક્યા. બીજે દિવસે મધ્યરાત્રિના સમયે શહેરના દરવાજાપાસે આવી પ્હોચ્યા, પણ અરુણોદય થતા સુધી દરવાજો ઉઘડે તેમ ન હોવાથી તેઓને બ્હાર એક સરાહમાં બાકીની રાત્રી ગાળવી પડી. માર્ગમાં પંતોજીએ સર્વ માણસોને સૂચના આપી હતી કે જે કોઈ સ્વાલ કરે તેને કહેવું કે સિંધિયાના એક મ્હોટા અમલદાર મસઉદખાનના રસાલાના માણસો છીએ. દરવાજા ખુલતાં સર્વ અંદર દાખલ થયા. પંતોજી, સુબાના ઘર આગળ આવી પ્હોચતાં રૂઆબબંધ ઘોડા ઉપરથી ઉતર્યો, અને ચોકીદારને પોતે સિંધિયા સરકાર તરફથી ફરમાન લઈ આવ્યો છે એવી વરદી સુબાને પ્હોચાડવા કહ્યું. "સુબાને ખબર મળતાં હુકમ થતાં એક કારભારી માન સાથે પંતોજીને સુબા સમક્ષ લઈ ગયો."

ઘટતા માન મરતબા સાથે સુબો પંતોજીને મળ્યો. પંતોજીએ સિંધિયાનું કૃત્રિમ ફરમાન આપ્યું. સુબાએ સિંધિયાનો શીક્કો મહોરતબને મસ્તકે ચઢાવી ફરમાન વાંચ્યો. થોડો સમય પૂનાના ભૂત વર્તમાન સમાચાર પુછવા કરવામાં ગાળ્યા પછી એક અમલદારને પંતોજીને નાનાપાસે લઈ જવા તથા તેનીસાથે ખાનગીમાં બેસવા દેવા માટે હુકમ કર્યો. કીલ્લાના એક ખુણાપરના વિશાળ

ખંડમાં નાનાને રાખવામાં આવ્યો હતો. ખંડ બ્હાર એક ગચ્ચી પડતી હતી ત્યાંથી બ્હારના પ્રદેશનો સર્વ દેખાવ દૃષ્ટિયે પડતો હતો. નાનાને કોઈ પણ પ્રકારે સંકોચ ન થાય તેવાં સર્વ સાધન તે ખંડમાં તૈયાર રાખવામાં આવતાં; તેમ હરેક પ્રકારે તે સુખમાં રહે ને કોઇપણ જાતની અગવડતા ન પડે તેવી રીતે દરેક તજવીજ રાખવામાં આવી હતી. સુબો પ્રતિદિન તેને મળવા આવતો તથા હરેક વખતે તેનું માન સન્માન યોગ્ય રીતે જાળવતો. માત્ર ખંડ બ્હાર તેની આસપાસ સખત ચોકી રાખવામાં આવી હતી. અમલદારે દ્વાર ખોલી પંતોજીને અંદર દાખલ કર્યો. નાનો આ સમયે સવારની ઠંડી લ્હેરો અનુભવતો, આસપાસના દેખાવપર શૂન્ય દૃષ્ટિ ફેંકતો દુઃખી સ્થિતિમાં ગચ્ચીમાં બેફામ જેવો બેઠો હતો. ઉઘડતા દ્વારના અવાજે તેને જાગૃત કર્યો. નવા આવનાર પ્રતિ એકીટશે જોઈ રહ્યો. આવનાર હર્ષભેર પાસે ધસી આવી પ્રેમથી સજળ નેત્રે નાનાના પગે પડ્યો.

આશ્ચર્ય પામનાર નાનાને આવનારને ઓળખતાં વાર લાગી નહી. "કોણ પંતોજી! તું અહીં ક્યાંથી! આશ્ચર્ય! અંદર તું કેમ આવી શક્યો! અગર શું ત્હારી પણ મ્હારા જેવી જ દશા થઈ છે!" વિગેરે પ્રશ્નો કર્યા.

"સિંધિયાના અમલદાર તરીકે હું અહીં આવ્યો છું. સત્ય શું છે તે આ સુબો પણ જાણતો નથી. મ્હારૂં અત્રે આવવું આપના છુટકારાના સંબંધમાં જ છે." પંતોજીએ ઉત્તર આપ્યો.

નિઃશ્વાસ નાંખતાં નાનાએ કહ્યું. "એ આશા મિથ્યા છે!"

પંતોજી—"આપ પૂનાની હાલની સ્થિતિથી માહિતગાર છો?"

નાનોઃ "પૂના સંબંધમાં અત્રે આવ્યા પછી કાંઇપિણ સમાચાર મળ્યા નથી. મને અત્રે સારા સુખમાં રાખ્યો છે, અને મ્હારી પ્રત્યેક સગવડતા સચવાય છે. અને ચાર દીવાલોની અંદરના ભાગમાં જ મ્હારી સર્વ દુનિયાં હાલમાં આવી રહી છે. પ્રતિદિન સૂબો મને મળવા આવેછે તે શીવાય અન્ય મનુષ્ય મ્હારા જોવામાં આવતો નથી. સુબાને જરૂરી કામ જેટલું જ બોલવાની સખત તાકીદ આપી છે, એટલે અન્ય કોઇપિણ સમાચાર તેના તરફથી પણ મળતા નથી. આજ છ છ માસ થયા આ ચાર દીવાલોની બ્હાર શું શું બને છે તેની મને લેશ માત્ર પણ ખબર નથી, હું આવા સંખત જાપ્તામાં છું છતાં તું મ્હારી પાસે શી રીતે આવી શક્યો તે જાણવા પ્રથમ હું વધારે ઉતાવળો છું, બોલ, કહી દે."

પંતોજીઃ–"કહેવામાં શું વિશેષ છે. આપના પૂજ્ય પ્રતાપથી અત્રે આવવામાં મને કોઇપણ જાતનું વિઘ્ન નડ્યું નથી. ટુંકામાં એટલું કે સિંધિયાના નામથી આપની સાથે મ્હારી ખાનગી મુલાકાત થવા દેવાનો ફરમાન મ્હેં મ્હારી હાથે લખી કાઢ્યો ને સિંધિયાના એક ખાસ જાહેરનામા પરથી યુક્તિસર શીક્કો મોરતબ ઉખાડી લઈ મ્હારા લખેલા ફરમાનપર લગાડ્યો; તેના મુસલમાની અમલદારો જેવો આ હિંદુસ્થાની પહેરવશ પણ પ્હેર્યો ને સિંધિયાના અમલદાર તરીકે ઓળખાવાને અનુકૂળ પોષાકમાં દશેક સ્વારનો રસાલો સાથે રાખ્યો. અત્રેના સૂબાને ફરમાન દેખાડી આપ જુઓછો તેમ આપની સમક્ષ આવ્યો છું."

નાનોઃ—"ધન્ય છે ત્હારી બુદ્ધિને! ખરે! તું કોઈ દિવસ મહાન્ પુરુષ નીવડીશ. હવે મને પૂનાની સર્વ વ્યવસ્થાથી વાકેફ કર"

પંતોજીએ નાનાથી વિખુટો પડ્યા પછી પોતે પૂના છોડ્યું તે દિવસથી સર્વ રાજકીય સમાચાર

તથા પોતાપર વીતેલી વિતક અથ ઇતિ કહી સંભળાવ્યાં અને છેવટમાં જણુવ્યું કે " સાહેબ આપના ગયા પછી રાજ્યમાં સર્વ સ્થળે અંધેર, ગેરવ્યવસ્થા તથા બેબંદશાહીની સ્થિતિ છે. કોઈ કોઇને પુછે તેમ નથી. પ્રજા ઉંચે જીવે દિવસ ગાળે છે. પરશુરામપંત પણ છુટ્યો છે. અત્યારે દસ હજાર માણસનું સૈન્ય તેના સ્વાધીન છે. શ્રીમંત બાજીરાવ સાહેબ તથા તેની વચ્ચે માત્ર ઉપર ઉપરનો સ્નેહ થયો છે. પેશ્વાને તેનો ભય હજુ બહુ લાગે છે. બાજીરાવથી પ્રજા સર્વ નારાજ છે. તેને સૌ કોઈ ધિક્કારે છે. સતારાવાળી બીનાથી કોલ્હાપુરમાં ભયંકર રૂપ પકડયું છે. આગ સળગી છે, અને ચોમેર દાવાનળ અગ્નિ પેશ્વાઈને બાળી રહ્યો છે. હાલમાં રાજ્યની સ્થિતિ ચારે દિશાના તોફાનમાં સપડાયલા સુકાન વિનાના વ્હાણની માફક છે. સિંધિયા પણ ઉત્તર હિંદુસ્થાનમાં પાછો જવા તલપાપડ થઈ રહ્યો છે, પરંતુ સૈન્યને પગાર કરવા તેની પાસે પુરતું નાણું ન હોવાથી લાચારીથી પડી રહ્યો છે. આ તરફ બાજીરાવ પણ તેને કાઢવા ઇચ્છે છે, પણ સરત પ્રમાણે તેને નાણાં આપવા તે અશક્ત હોવાથી જોરજુલમથી રૈયતપાસેથી કઢાવેલાં નાણાં સિંધિયા, ઘાટગે અને તેમના માનીતા અમલદારોના ખીસામાં વ્હારોવ્હાર પડવાથી પેશ્વા ભિક્ષુકની સ્થિતિ ભોગવે છે. સર્વત્ર ત્રાસ વર્તી રહ્યો છે. આવી દુઃખી સ્થિતિમાં ને બારીક સમયમાં આપ પૈસા આપી છુટાપણું મેળવો તો બધો નીકાલ થઈ જાય. સિંધિયાને તેના સૈન્યને પગાર કરવા જેટલી રકમ આપવાથી આપ કદાચ છુટા થઈ શકશો ને તેમ થયેથી સર્વ સારૂં જ થશે."

" તું કેટલી રકમ ધારે છે. ! "

" તે બાબત ચોકસ કહી શકાય તેમ નથી. પરંતુ તેને આપવામાં જોઇશે તેના કરતાં આપની પાસે વધારે રકમની માગણી થવાની; એ નિર્વિવાદ. "

સહેજ વારમાં, ધ્યાન પ્હોચાડી નાનાએ ઉત્તર આપ્યોઃ—"માગણી મુજબ મ્હોટી રકમ હું આપી શકીશ. ને કલ્પના વસ્તુતઃ ખરી પડે તો છુટા થયા પછી બાકીનું જીવન સુખમાં ગાળી શકીશ. કેદમાં રહી સડ્યાં કરવું તો પછી પૈસા શા ઉપયોગમાં આવવાના હતા!" જરા ઉત્સાહમાં આવતાં " મ્હારા દેશ માટે, પૂનાની પ્રજાને આવા ક્રૂર જુલમમાંથી બચાવવાને ખાતર, અને દક્ખણુમાં પુનઃ શાંતિ અને સારી વ્યવસ્થા થવા ખાતર હું મ્હારા સર્વ દ્રવ્યનો ઉપયોગ કરીશ." બોલતાં બોલતાં વૃદ્ધ પ્રધાનને રોમાંચ થયો અને ચક્ષુઓમાં પાણી ભરાયું, અને કંઠ ગદ્ગદ્ થઈ જવાથી તે વધારે આગળ બોલી શકયો નહી. થોડી આશાએશ પછી તે પુનઃ બોલ્યો " પંતોજી ! પણ તું સિંધિયાને શી રીતે મળી આ ખબર આપી શકીશ ? "

" સાહેબ આ બાબતમાં મ્હેં હજુ પૂર્ણ વિચાર કર્યો નથી. પણ કોઈ યુક્તિપ્રયુક્તિથી તેને મળી ગોઠવણુ કરીશ. હું તેની ધાસ્તી તથા લોભપર આપણો હેતુ પાર પાડવા માગું છું."

" ત્હારા કહેવા પરથી તો ઘાટગે પૂર્ણ સત્તાવાન જણાય છે. તોપછી ત્હારા જેવા અજાણ્યાને સિંધિયા સાથે એકાંત મુલાકાત કરવા દેશે નહી."

" સાંભળવા મુજબ સિંધિયાને ઘાટગેની સત્તાપર ઇર્ષ્યા થઈ છે, પૂનામાં કરેલાં હેવાનીયત કૃત્યો જેવાં કૃત્યો પૂનાની આસપાસ હજુ કર્યે જાય છે તેથી તેમ જ આપખુદી ચાલથી સિંધિયાને તેનાપર ધિક્કાર આવ્યો છે. હું સિંધિયાને વ્હારોવ્હાર ખાનગીમાં મળવાનો પ્રયાસ કરીશ. "

" પંતોજી! આ પગલું ખરેખર ઘણું જ જોખમી છે."

" જોખમભરેલું છે ખરૂં, પણ તે મ્હારા હિતકર્તા, મ્હારા સ્વામીના છુટકારા માટે જોખમ ખેડવા તૈયાર છું, આપની જીંદગી આગળ મ્હારી જીંદગી કોડીની છે. એક વખત ખાનગીમાં એકાંત ભેટ થઈ પછી મ્હારે કામ કેવે પ્રકારે તેની સાથે લેવું એ આપના નોકરને શિખવવું પડે તેમ નથી. માત્ર આપની આજ્ઞા થવી જોઇએ."

પંતોજી ત્હારી અત્યાર સુધીની બુદ્ધિ, ચાલાકી તથા હીંમત. જોઈ મને એવી પ્રતીતિ થઈ છે કે તું આ કામ નિઃસંદેહ પાર પાડીશ, અને મ્હારા જેવાને જીંદગી પર્યન્તના કેદખાનામાં સડી મરવાની ધાસ્તીમાંથી મુક્ત કરીશ. શાબાસ છે, ત્હારા જેવા સ્વામિભક્ત સેવકોને! જ્યાં સુધી રાજ્યમાં ત્હારા જેવા નિમકહલાલ નોકરો છે, ત્યાં સુધી રાજ્યની ચ્હડતી સમજવી."

" મહારાજ હવે હું રજા લઉછું. વાતચીતમાં લાંબો વખત રોકાવું વખતે તેમને સંશય ઉત્પન્ન કરે. માટે આજ્ઞા આપો."

પંતોજી ત્હારા કાર્યમાં ત્હારો વિજય જ ઇચ્છુંછું. રામ રામ, જો આનું પરિણામ લાભનું ન આવ્યું તો પણ મ્હારી આવી પડતીમાં મ્હારો એક હેતાળ, નિમકહલાલ મિત્ર હતો એ જ વિચારથી મને શાંતિ થશે. જા! ફતેહ કર!"

નમન કરી પંતોજી ચાલતો થયો. દ્વાર ઠોકવાથી દરવાને તરત જ દરવાજો ઉઘાડ્યો. દાખલ કરનાર અમલદાર તેની રાહ જોઈ બ્હાર ઉભો હતો તે તેને સુબા પાસે લઈ ગયો. સુબાએ રોકાવા અત્યંત આગ્રહ કર્યો, પણ ફરમાનનો જવાપ લઈ પૂને ત્વરાથી જવાના સખત હુકમથી લાચાર છું વિગેરે વિવેકસહ કહી રજા લીધી. શહેર બ્હારની સરાહમાં ઉતાવળે ભોજન કરી સ્વારો સાથે પૂનાનો માર્ગ લીધો. બીજે દિવસે પૂનાથી એક કોસ ઉપર સ્વારોને સારી બક્ષિસ સાથે તેમના ઠરાવ મુજબની રકમ આપી ખુશી કર્યા; અને જેવી રીતે શહેર બ્હાર આવ્યા હતા તેવી રીતે શહેરમાં જવાની સૂચના કરી. પંતોજીએ શહેર બ્હાર એક ભાડાના મકાનમાં ઉતારો કર્યો અને સિંધિયાને મળવા માટે અનેક માર્ગને કલ્પનામાં લાવી, ફળીભૂત થાય એવી યુક્તિઓ એકાન્તમાં રચવા લાગ્યો. શું કરવું તે રાત્રે નક્કી કર્યું. બીજે દિવસે પ્રાતઃકાળમાં અબ્દુલ એક પત્ર સાથે સિંધિયાની છાવણીમાં ગયો, અને કોઇને શંકા ન પડે તેવી સ્થિતિમાં સિંધિયાના તંબુ બ્હાર નજીકમાં તેના હરવાફરવાના રસ્તા ઉપર ઉભો રહ્યો. અબદુલે સિંધિયા લગભગ પાસે આવતાં જમીન સુધી મસ્તક નમાવી સલામ કરી, પોતાના હાથમાંનો પત્ર ઉંચો કર્યો. ઉભો થતાં તે પત્ર સિંધિયાના હાથમાં મુકતાં ધીમા સ્વરમાં કહ્યું " સરકાર પત્ર ઘણો જ ખાનગી અને અગત્યનો છે." આ સાંભળી સિંધિયાએ પત્ર પોતે જાતે જ વાંચ્યો.

પત્ર હિંદુસ્તાની ભાષામાં હતો. તેમાં લખ્યું હતું કે " લેખક આપનો સેવક શણવી બ્રાહ્મણ પ્રભાકર છે. કોઈ અત્યંત અગત્યની બાબત માટે આપનું ધ્યાન ખેંચવા, ટુંક સમયની આપની સાથે એકાન્ત કરવા અર્જ ગુજારે છે." વિચાર કરી સિંધિયાએ કહ્યું " ત્હારા સ્વામીને રાત્રીના સાડાદસ વાગે ( પ્રહર રાત્રીના અમલે ) અત્રે આવવાનું કહેજે. સંત્રીઓને યોગ્ય સૂચના આપીશ. તેઓ મ્હારીપાસે લઈ આવશે."

"સલામ કરી અબ્દુલ પાછો ફર્યો, અને પંતોજીને સિંધિયાનો જવાબ વિદિત કર્યો.

પંતોજીઃ—"ચાલો એ પણ ઠીક થયું."

અબ્દુલઃ—"મ્હારે આપની સાથે છાવણીમાં આવવું પડશે કે કેમ?"

"નિઃસંશય, ત્હારી હાજરીની ત્યાં જરૂર પડશે. હજુ થોડો ભય છે. અંદર ગયા પછી સિંધિયા ભયની મદદ માટે પોકાર કરે તો બ્હારનો પ્હોરો ભરતો સંત્રી અંદર ધસી આવે તે પ્હેલાં તેને તું પુરો કરજે. ત્હારી બંદુક ભરેલી તેમ જ તલવાર પણ ત્હારી સાથે રાખજે. તંબુની બ્હાર હું સહીસલામત આવ્યો તો પછી તેઓ જખ મારે છે. રાત્રી અંધારી છે એ-ટલે વખતે કાંઈ ગડબડાટ થશે તો સેલાઈથી નાશી જઈશું." આ પ્રમાણે સર્વ ગોઠવણ કરી.

રાત્રીના સાડા નવ વાગે સિંધિયાની છાવણીમાં જવા નીકળ્યા ને મુકરર કરેલા વખતે સિંધિયાના તંબુ આગળ આવી ઉભા. તેમને જોઈ બ્હાર ઉભા રાખેલા હજુરીયાએ ચોકસી કરી પંતોજીને અંદર દાખલ કર્યો. યુવાન સિંધિયા ગાદી ઉપર મ્હોટા ગોળ તકીયાને અડેલીને પડ્યો હતો. ગાદીની બે બાજુએ દીવાલગીરી બળતી હતી, શેણવી બ્રાહ્મણના વેષમાં પંતોજીએ આવી નીચા નમી સલામ કરી. હજુરીયો પાછે પગે હઠતો તંબુ બ્હાર ગયો.

એકાંત થતાં પંતોજીને પ્રશ્ન કર્યોઃ-"ત્હારે અમને કાંઈ અગત્યના ખાનગી સમાચાર આપ-વાના છે નહીં! બોલ તે બાબત તું શું કહેવા માગેછે?"

પંતોજીએ હાથ જોડી શાંતિથી ઉત્તર વાળ્યોઃ—"આપ નામદારને ખબર છે કે મ્હોટા મહારાજના સમયમાં શેણવી બ્રાહ્મણો જ કારભાર કરતા હતા, કારણ તેઓ રાજ્યના નિમક-હલાલ સેવકો છે. સમય હાલમાં બદલાયો છે; અને ઘાટગે જેવા આવા ઉચ્ચ પદે આવ્યાથી તેમ તેનાં પૂનામાં અઘટિત ત્રાસદાયક જુલમી કૃત્યોથી તે વર્ગ આખો નારાજ ને અસંતુષ્ટ છે. તેઓમાંથી અમો બાર જણની સભા મળી હતી, તેમાં બારે જણે અમારૂં સાંભળી રાજ્ય-વ્યવહારમાં ફેરફાર ન કરો તો-ખંજર, તલવાર, બંદુક કે વિષથી પણ આપના પ્રાણ લેવાને સખત પ્રતિજ્ઞા લીધી છે."

"હરામખોર, અત્રે મ્હારી સમક્ષ આવી ક્રૂર પ્રતિજ્ઞા બેધડક જાહેર કરતાં તું અચ-કાતો નથી?" આટલું બોલી ભયનો માર્યો ગાદી ઉપરથી છલંગ મારી મદદ માટે હજી બુમ મારવા જતો હતો ત્યાં તે જ પળે ભરેલો તમંચો તેના મસ્તકપર તાકી પંતોજી બોલ્યો;-"જરા પણ બુમ પાડી તો તે જ ક્ષણ તમારા જીવનની છેલ્લી સમજજો. હજુર! શાંત થાઓ ને મ્હારૂં કહેવું સાંભળો." બુમ પાડવાથી પોતાનું મોત સામે ઉભેલા મનુષ્યના હાથમાં છે એ જોતાં-ખાત્રી થતાં સિંધિયા લાચાર થઈ ગુપચુપ ગાદીપર પાછો પડ્યો.

પંતોજીએ આગળ ચલાવ્યું. "સરકાર! હું અત્યારે આપનું ખુન કરવા નથી આવ્યો જો કે તે કાર્ય પ્રથમ મને જ સાંપૃત કર્યું હતું. પણ તે પ્રતિજ્ઞા અમલમાં મુકતા પૂર્વે હાલની અવ્ય-વસ્થિત સ્થિતિનો અંત આણવાના પ્રયાસને અજમાવી જોવાની મ્હેં અમારી બાકીની મંડલીની રજા લીધી છે. અમારી જાણ મુજબ ઘાટગેએ અનીતિથી પૂનામાંથી અઢળક ધન એકઠું કર્યું છે."

તેણે આપને સ્વાધીન થોડું કર્યું છે અને બાકીથી પોતાનું ગજવું તર કર્યું છે. આપના સૈન્યનો પગાર ચઢી ગયો છે તે ચુકવવા આપની પાસે નાણાંની તંગી છે તેથી સૈન્યને કુચ કરવા સમજાવી શકો તેમ નથી. ચારે પાસથી વિચાર કરતાં અમને એક જ માર્ગ સુજે છે, અને તે પ્રમાણે વર્તશો તો આ સર્વ ચિંતાનો તથા અવ્યવસ્થાનો અંત આવશે."

"તે માર્ગ કયો?" **સિંધિયાએ** સાવધ થઈ ઉત્સુકતાથી પુછયું. "એક જ માર્ગ તે એ જ કે **નાના** ફડનવિસ પાસેથી નાણાંની અમુક રકમ લઈ તેને છુટો કરવો; આ માર્ગ ગ્રહણ કરવાથી સર્વ ઉપાધિઓ શાંત થશે. આપના બેદિલ થયેલા સૈન્યને સ્હેલાઈથી આપની ઇચ્છાનુસાર **હિંદુસ્થાન** તરફ કુચ કરાવી શકશો. તેમ જ ગરજ સર્યે **પેશ્વા** જે તમારી સાથે લડવાની તૈયારી કરી રહ્યો છે તેને પણ દબાવી શકશો. આપને ખબર તો છે જ કે **નાનો** હમેશાં શાંતિનો માર્ગ શોધે છે. તે પોતાની બુદ્ધિથી આ સંકટ દૂર કરશે. **પેશ્વાને** આપસાથે યુદ્ધ કરવા દેશે નહી. તે વૃદ્ધ છે, તેમ જ આ સર્વ સંજોગો વચ્ચે કેદી તરીકે આપને કાંઈ પણ મદદ કરી શકે તેમ નથી. જો તેની પાસેથી આપને જોઇતું દ્રવ્ય મેળવી શકો તો આપની સર્વ ધારણાઓ બર આવશે. તેની પાસે પૈસાનો સંચય સારો છે, ને પોતાના છુટકારામાટે પોતાની પાસે તેટલી રકમ આપી દેવા તે વખતે તૈયાર થાય એમ સંભવ છે. વળી **ઘાટગે** સર્વ સૈન્ય તથા પ્રજા ને ખુદ **બાજીરાવને** પણ ધિક્કારપાત્ર થઈ રહ્યો છે. આપને એની પ્રતિ અણગમો થયો હોવો જોઇએ; તે રાક્ષસને કેદ કરી આપ તેની જુલમી સત્તામાંથી મુક્ત થાવ એ મ્હારી અર્જ છે."

આ સાંભળી અસ્થિર મનનો યુવાન **સિંધિયા** અનેક તરંગોમાં ઝોકાં ખાતો નિરુત્તર બેશી રહ્યો. તેના મનમાં ચાલતા વિચારોની ગ્રંથિની છાયા તેની મુખમુદ્રાપર સ્પષ્ટ દેખાવા લાગી. પોતાના બોલવાની અસર **સિંધિયાના** મન ઉપર કેવી થઈ છે તે લક્ષમાં લેતો **પંતોજી** હાથમાં બંદુક સાથે હિંમતથી મૂક ઉભો રહ્યો.

આ મૌન નાટક થોડો વખત ચાલ્યું. પછી કોઈ નિશ્ચય ઉપર આવતો હોય તેમ **સિંધિયાએ** ઉત્તર આપ્યોઃ—

"ત્હારી સૂચનાઓ અમલમાં મૂકું તો ત્હારા સાથીઓ સંતોષ પામશે ખરા કે!"

"હા સરકાર! હું આપને ખાત્રીથી કહુંછું કે તેઓ પૂર્ણસંતુષ્ટ થશે. હું કાંઇ આપને અત્યારે ધમકી આપવા નથી આવ્યો, પરંતુ આપને સર્વ માહીતી આપી, જોઇતી સૂચના આપી, આપના અમલમાં શો અંધકાર છે તે બાબત આપની આંખ ખોલી સર્વ સમાધાન કરવાના ઈરાદાથી અત્રે આવ્યો છું. આપના તંબુ બ્હાર ગયો ને વખતે આપ મને પકડવાનો હુકમ આપશો તો તેની મને દરકાર નથી. પકડાતાં પ્હેલાં તો હું મ્હારે હાથે મ્હારો પ્રાણ આ બંદુકથી આપીશ ને મ્હારા અગીયાર સાથીઓના નામથી તો આપ અજ્ઞાત રહેવાના જ; ને ફળમાં મ્હારા પ્રાણને બદલે, આપ ઘોડેસ્વાર હો કે ચાલતા હો, ગમે તેવા અંગરક્ષકો વચ્ચે હો તો પણ આપના પ્રાણ જોખમમાં રહેવાના. આપનાપર છુપી નજર રહેશે. સેવકોને લાંચ, રૂસવત આપી ફોડશે, આપના જ માણસો મારફત ઝેર અપાશે, ગમે તેમ કરી આપને મૃત્યુના પંઝામાં લાવશે. અમારામાંનો જે માણસ નિષ્ફળ થશે તે તરત જ પોતાનો પ્રાણ ખોશે પણ પકડાશે

નહી, ને છેવટનો માણસ મરતા સુધી લીધેલું પણ કાયમ રાખશે જ ને ઉલટું વેરમાં સાથીઓના પ્રાણ ગયા બાબતનું વેર વધશે–તાત્પર્ય રાત્રદિવસ આપની જીંદગી પૂર્ણ ભયમાં રહેશે."

સિંધિયાને આ શબ્દો સાંભળતાં રોમાંચ થયો. તેના શબ્દો તેને સત્ય ભાસવા લાગ્યા. અંદરથી કંપતા હૃદયે તે બોલ્યો "આવું બેધડક બોલનાર પુરુષ તું ખરો હીમ્મતવાન નર છે!"

"સરકાર! મ્હારા દેશના ભલામાટે, મ્હારા દેશમાં સુલેહ શાંતિ પથરાવવાના પ્રયત્નમાં મ્હારો દેહ હોમવા તૈયાર હોવાથી, તેમ જ આપ નામદારના કલ્યાણમાટે આવી નિર્ભયતાથી, સ્પષ્ટ–જેવું છે તેવું જ હું ખુલ્લે ખુલ્લું બોલું છું."

સિંધિયા હવે ઉંડા વિચારમાં પડ્યો. થોડો સમય ધ્યાનસ્થ રહી આંખ મીચી, કપોલભાગ ચઢાવી વિચાર કરી બોલ્યો "ત્હારી સૂચનાઓ હું માન્ય કરૂંછું. બ્હારથી મિત્રતા દાખવતો પણ અંદરથી શત્રુતા રાખી મ્હારા વિરુદ્ધ કાવત્રાં રચનાર બાજીરાવપર વેર લેવા, તથા હાલની સર્વ આપત્તિઓ દૂર કરવા નાનાને મ્હારે છોડવો જ જોઇએ. એ પગલું મને પણ યોગ્ય લાગેછે. કાલે સવારે જ ઘોડેસ્વારની એક ટુકડી મોકલી માનમરતબા સાથે અહમદનગરથી નાનાને અત્રે બોલાવી મંગાવીશ."

"હજુર! આપ જે નિર્ણય ઉપર આવ્યા તે બહુ સ્તુત્ય છે. આપની હાલની વિટંબનાઓમાંથી મુક્ત થવાનો આ જ માર્ગ છે. આપનું સૈન્ય ઘણા મહીનાથી સ્વદેશથી દૂર રહ્યાથી, તેમાં વળી પગાર ન મળવાથી બંડખોર થતું જાય છે એ પણ સમાચાર મ્હેં મેળવ્યા છે. ઘડો છલાછલ ભરાઈ ગયો છે. સૈન્યને ત્વરાથી સંતોષ નહી મળે તો છડેચોક તેઓ બળવો ઉઠાવશે. ઘાટગેને તેઓ તિરસ્કારદૃષ્ટિથી જુએ છે, અને ઘાટગેનું દર્શન જ તેઓને વધારે ઉશ્કેરે છે. માટે પ્રથમ ઘાટગેને કેદમાં નાંખો તો તેઓ કાંઈ સંતોષ માનશે. સરકાર! તમારા માણસો વીર લડવૈયા છે, કાંઈ કસાઈ કે ખુનીઓ નથી. હાલમાં પ્રતિદિવસ ચાલતાં કમકમાટ ભરેલાં ખુન, જુલમો અને ત્રાસથી તેઓ સર્વ ભયગ્રસ્ત રહે છે. ઘાટગે ઉપર તેઓ દાંત કચડીને રહ્યા છે. તમો તેને પકડવાનો હુકમ આપો એટલી જ ઢીલ છે. તેઓ આપનો હુકમ આનંદથી વધાવી લેશે. મ્હારે જે કહેવાનું હતું તે આપને કહ્યું. હવે હું રજા લઉંછું. આપ નાનાના સંબંધમાં જે બોલ્યા છો તે પ્રમાણે કરશો તો તેમાં આપનું ને સર્વનું કલ્યાણ સમાયલું છે. આપે આ વચન કાઢ્યાં છે એટલે હવે પછી આ સેવક તથા બીજા અગીયાર સાથીઓ વિષે આપ કાંઈ પણ સાંભળશો નહીં."

"ઠીક છે, બધું અમલમાં મૂકાશે."

પંતોજીએ નમી રજા લીધી. પાછલે પગે તંબુબ્હાર આવ્યો, અબદુલને મળ્યો. તેઓ બન્ને છાવણી છોડી પોતાને માર્ગે પડ્યા. સ્તબ્ધ થયેલા સિંધિયાએ પંતોજીના ગયા પછી છુટકારાનો શ્વાસ લીધો. તેનો જીવ હેઠો બેઠો; અને હવે કેવી રીતે પગલાં ભરવાં તેના વિચારમાં પડ્યો.

આ તરફ પંતોજી પણ હવે પછી શું શું થાય છે તે તપાસતો પુનામાં ફરવા લાગ્યો.

* * * * * * *

પ્રભાતમાં જ મ્હોટા સરદારના હાથનીચે સો ઘોડેસ્વારની ટુકડીને નાનાને અહમદનગરથી માનમરતબા સાથે પુને લાવવાનો હુકમ આપી રવાના કરી. આજ્ઞાનુસાર નાનાને પુનામાં સિંધિયાની છાવણીમાં લાવ્યા છે અને સિંધિયા તેને હવે છુટો કરનાર છે એ સમાચારથી

**પેશ્વા** ભયભીત થયો.—**સિંધિયાને**, **નાનાપાસેથી** પુષ્કળ દ્રવ્ય લઈ કેદથી મુક્ત કરી, પોતાના સૈન્યને પગાર કરી સંતોષ આપી, અંદરથી શત્રુભાવ રાખતા **પેશ્વાપર** દબાણ લાવવાની આ ઉત્તમ તક મળેલી લાગી.

છુટાપણું મેળવવામાટે **નાનાપાસે સિંધિયાએ** બે કરોડની માગણી કરી. આટલી મ્હોટી રકમ આપવાની **નાનાએ** પોતાની કેવળ અશક્તિ જણાવી. પૈસાની જ્યાં મારામારી ને જે મળે તે સવાવીસ જેવું હોવાથી **નાનાને** છુટો કરવામાં દસ લાખ રૂપીઆની રકમ નક્કી ઠરી. મુક્ત થતાં **નાનાએ** તે રકમ વગરવિલંબે ભરી દીધી.

---

## પ્રકરણ ૧૨ મું.

### **નાનો** પુનઃ પ્રધાનપદે.



નાના મુક્ત થવાથી **પેશ્વા** વધારે ભીરૂ થયો. તરત જ તેણે **સિંધિયા** તથા **નાના** સાથે સુલેહના સંદેશા ચલાવ્યા. **પેશ્વા** તરફના હલ્લાનો ભય તથા પોતાના સૈન્યમાં અસંતોષથી થયેલી અવ્યવસ્થાનો ભય–એથી અસ્થિર મનનો યુવાન **સિંધિયા** ગભરાયો, ને **પેશ્વાનું** કહેણ આનંદથી સ્વીકાર્યું; પણ સંધિબાબત કાંઈપણ નક્કી કર્યા પ્હેલાં **નાનાને** તેની જગ્યો પાછી આપવા આગ્રહ કર્યો. આ તરફ **ઘાટગેએ** પોતાના જેવી જ પ્રકૃતિવાળા ફ્રુકીરજી ગરવે નામના પોતાના મરાઠા પ્રતિનિધિની મદદથી અનહદ ત્રાસ વર્તાવ્યો. **સિંધિયાની** પણ તેણે અવગણના કરવા માંડી. સ્વતંત્રપણે વર્ત્તી તેણે ત્રાસદાયક જુલમ ગુજાર્યો. તે દૈત્યના પાપનો ઘડો ભરાઈ ગયો. **બાઈના** બળવાનાં કારણરૂપ ઠરાવી **સિંધિયાના** ચાર અમલદારને, આરોપી તરીકે કમોતે માર્યા. ત્રણને તોપને મ્હોડે બાંધી ઉરાડ્યા, અને ચોથાને તંબુનો ખીલો તેના શરીરમાં આરપાર ખોસી પૂરો કર્યો.

આ ત્રાસજનક બનાવથી **પંતોજીનું** બોલવું **સિંધિયાને** અક્ષરશઃ સત્ય લાગ્યું, અને પોતાની જીંદગી ભયાન્વિત દેખાઈ, ને સત્તાનો અનાદર ખુલ્લો જણાતાં તેણે એકદમ **ઘાટગેને** તથા **ગરવેને** કેદ કરવા હુકમ આપ્યો. હુકમને આનંદથી વધાવી લઈ બન્નેને કેદ કરવામાં આવ્યા. આ બન્ને માણસોના કેદ થવાથી **સિંધિયા** અને **પેશ્વા** વચ્ચે વધારે સુલભતાથી સમાધાની થઇ.

× × × × × ×

**ઈંગ્રેજોને ટીપુ** સાથે પુનઃ લડાઈમાં ઉતરવાનો પ્રસંગ આવ્યો, અને બીજાં રાજ્યોનો તેની સાથે જોડાઇ જવાનો ભય લાગ્યો, તેથી **નિઝામ** તથા **મરાઠાઓની** મદદ લેવાની તેમને ખાસ જરૂર પડી. **મરાઠાઓ** સાથે સંધિ કરવામાં તેઓને **સિંધિયાની** મ્હોટી આડખીલી હતી. આ માટે **સિંધિયા ઉત્તરહિંદુસ્થાનમાં** ચાલ્યો જાય એવી યુક્તિઓ રચવા લાગ્યા. **અહમદશાહ અબદલીનો** પૌત્ર **કાબુલનો** અમીર **જુમાનશાહ હીંદપર** ચઢાઈ લાવવા તૈયારી કરે છે એવી બૂમ ઉરાડી, જેથી પોતાના રાજ્યના રક્ષણને માટે **સિંધિયા** સૈન્ય સાથે **ઉત્તરહિન્દુસ્થાન** તરફ જવાને ઉતાવળ કરવા લાગ્યો. જ્યારે **બાજીરાવ પેશ્વાએ નાનાના** કેદ પકડાયા પછી થયેલી અવ્યવસ્થાથી ગભરાઈ **ઈંગ્રેજની** મદદ માગી હતી, ત્યારે તેનું માગણું સ્વીકાર્યું નહોતું. પણ આ સમયે **પેશ્વાના** રક્ષણ માટે **ઈંગ્રેજોએ** પોતાની સેનાની મ્હોટી ટુકડી રાખવા તૈયાર છે એવી ઇચ્છા

દર્શાવી. આવી રીતે પુનામાં પોતાના રક્ષણ માટે સૈન્ય રાખવાની ઈંગ્રેજોની માગણી તેમ જ **નાનાફડનવિસને** પુનઃ પ્રધાનપદે લાવવા અને **સિંધિયાને** પુનામાંથી ખસેડવાની વારંવાર થતી ઈંગ્રેજો તરફની ભલામણોથી વ્હેમી **બાજીરાવ** વધારે વ્હેમાયો, અને પોતાને ધિક્કારપાત્ર લાગતો બુઢો **નાનો** જેનાથી તે હમેશાં ભયભીત રહેતો તે જ આ કારસ્થાનનું મૂળ છે એમ માનવા લાગ્યો.

**સિંધિયાએ** હવે ઉત્તરહિંદુસ્તાન તરફ જવાની પોતાની ઇચ્છા દર્શાવી. અને **સિંધિયા** તથા **પેશ્વા** અને **નાનાફડનવિસ** વચ્ચે પરસ્પર સુલેહ અને એકસંપી થઈ છે એમ જગજાહેર થયું, પણ અંદરના ભેદથી જગત્ અજ્ઞાત હતું. તે ભેદ તો માત્ર ત્રિપુટી જાણતા હતા. થોડા દિવસ પછી **બાજીરાવ સિંધિયાને** ખાનગીમાં મળ્યો અને કહ્યું,–" દુષ્ટ **નાનો** ઈંગ્રેજોને પુનામાં ઘુસાડવા માગે છે, તથા તે જ આ બધી ખટપટોનું કારણ છે; માટે તે સર્વનો પ્રતિરોધ કરવા તમારે અત્રે રહેવું ખાસ જરૂરનું છે વિગેરે. " પરંતુ જ્યારે **નાનાની** વિરુદ્ધમાં **બાજીરાવ, સિંધિયા** સાથે આ પ્રમાણે ગૌપ્ય કરતો હતો ત્યારે બીજી તરફ તે જ સમયે **નાનાના** મનનું સાંત્વન કરવા દરેક પ્રયત્નો કરતો હતો. અને તેને **સિંધિયાનો** પક્ષ ત્યજી પુનઃ **પુને** આવી પ્રધાનપદ સ્વીકારવા આગ્રહ બતાવતો હતો. અંતે **બાજીરાવની** આગ્રહ સાથેની વિનંતીથી **નાનો** પુને આવ્યો, પણ **પેશ્વાના** કારભારમાં કાંઇ પણ ભાગ લેવા સ્પષ્ટ ના પાડી. ઉત્તરાહિંદુસ્થાન તરફ જવાની જોગવાઇ માટે **સિંધિયાને નાનાએ** પોતાના પદરના બીજા પંદર લાખ રૂપીઆ આપ્યા, અને બનતી ત્વરાએ **પુના** છોડવા કહ્યું.

**સિંધિયાનું** હવે ઉત્તરહિન્દુસ્થાન પ્રતિ નિઃસંશય જવાનું જાણી **સિંધિયાથી** ગુપ્ત મધ્યરાત્રિએ **પેશ્વા** છુપા વેશમાં માત્ર એક હજુરીયા સાથે **નાનાના** મહેલમાં આવ્યો. તેને મળતાં, તેને થયેલા અપમાન માટે તેમ જ તેને કેદ પકડવામાં પોતાનો કાંઇ પણ હાથ નહોતો, અને પોતાના અન્ય વિશ્વાસુ અમલદાર તથા **નાનાના** સંબંધીઓને, **સિંધિયાના** ક્રૂર માણસોના જુલમમાંથી બચાવવા ખાતર જ, કૃત્રિમ ક્રોધ બતાવી કેદ કર્યા હતા, તથા તેમ કરવામાં અન્ય કાંઇ પણ હેતુ નહોતો વિગેરે વચનો પોતાને નિર્દોષી ગણાવાને તથા પોતામાટે તેના મન ઉપર સારી છાપ બેસાડવાને મિષ્ટ વાણીથી સંભળાવ્યાં. વૃદ્ધ **નાનો** કૃત્રિમ પ્રેમ અને વાક્ચાતુરીથી ઠગાયો,—પીગળાયો. પોતાના શબ્દોની **નાનાપર** સારી અસર થતી જોઇ **પેશ્વાએ** પોતાનું મસ્તક **નાનાના** ચરણ ઉપર મુકી "તું મ્હારો પિતા છે, મ્હારા રાજ્યનો ખરો સ્તંભ છે, ત્હારી સલાહથી જ હવે દરેક પગલું ભરીશ" વિગેરે ઉદ્દગાર કર્યા. વધારામાં ધ્રુસ્કે ધ્રુસ્કે રડતાં આર્જવ કર્યો કે "ઈંગ્રેજોના અનહદ લોભથી તથા **મરાઠાઓના** અંદર અંદરના વિગ્રહથી ઘેરાયલા આ બ્રાહ્મણીરાજ્યને ડુબતું બચાવવા તું જ એક સમર્થ છે. આવા અણીને સમયે તું ત્યજીશ નહીં. રાજ્યનાવ ત્હારા જેવા સુકાનવગર ખરાબા ઉપર અથડાઈ તેના ફુરચેફુરચા થઈ જશે."

**બાજીરાવના** બગરૂપ આવા હૃદયભેદક **આર્જવથી નાનાનું** હૃદય દ્રવવા લાગ્યું—ખરેખરૂં પલળ્યું, ને બીજે દિવસે પ્રધાનપદવીની લગામ પોતાના હાથમાં લીધી. કારભાર હસ્તગત થતાં જ થોડા દિવસમાં જ **સિંધિયાના** ખાનગી અમલદાર **યશવંતરાવ ઘોરપડે** કનેથી સમાચાર મળ્યા કે **બાજીરાવ** પુનઃ **સિંધિયા** સાથે **નાનાને** કેદ કરવાની મસલત ચલાવે છે. **નાનાએ સિંધિયાને** પુછી જોઇ ખાતરી કરી–**સિંધિયાએ** બધો ઘડો શોડી નાંખ્યો. **નાનો** આ સમાચારથી ખિન્ન થયો, હાથ પછાડ્યા, ને **મરાઠા** રાજ્યનો અંત સમીપ છે એવું તેની ચતુર અનુભવી દૃષ્ટિએ કલ્પાયું: તરત જ તે **પેશ્વાના** મહેલમાં ગયો અને આવા અધમ વર્તન માટે ઘણા કડવા શબ્દોમાં ઉપાલંભ

આપ્યો. અને અંતે કહ્યું કે "સાહેબ આ મરણોન્મુખ વૃદ્ધની જીંદગીને દુઃખી કરશો નહીં. અનેક સંકટો ને દુર્દૈવથી સહેલી વિટંબનાઓથી આ વૃદ્ધાવસ્થાએ પ્હોચેલાનાં ગાત્ર શિથિલ થઈ ગયાં છે. મ્હારા મનને કોઇપણ જાતનો હવે લોભ નથી. રાજદરબારો, રાજખટપટો વિગેરે પ્રાપંચિક કાર્યમાં પડી રહેવા મ્હારી યત્કિંચિત કામના નથી. હવે તો માત્ર બાકીનું જીવન ઈશ્વરસ્મરણમાં વ્યતીત કરવા આજ્ઞા આપો તો આપની મ્હોટી કૃપા થયેલી માનીશ ને આપને આશીર્વાદ આપીશ. આપના રાજકારોબારમાં બીલકુલ માથું ઘાલવાની ઉત્કંઠા નથી. આ સત્તા જે પુનઃ મ્હેં ધારણ કરી છે તે માત્ર તમારા અત્યાગ્રહથી, તથા તમોને કાંઇ મદદગાર થઈ પડીશ એ હેતુથી જ. તે જ સત્તાનો હું પરિત્યાગ કરવા તૈયાર છું." આ બોલ સાથે વૃદ્ધ પ્રધાનનાં ચક્ષુમાંથી આંસુ ટપકવા લાગ્યાં. બગ **બાજી**રાવ પુનઃ કરગરવા લાગ્યો, આ સર્વ બનાવટ છે, આપને કહેનાર હડહડતા જુઠા છે. આપને આવું ભરવનારનું અનિષ્ટ થજો, એવા અનેક શાપો આપવા લાગ્યો, અને નમ્ર વચનથી **ના**નાને આવા બારીક સમયમાં પોતાને ન ત્યજવા માટે ઘુટણીએ પડતો વિનવવા લાગ્યો.

વૃદ્ધ **ના**નો ભોળવાયો, ને તેની મરજી પ્રમાણે થવા દેવાનો ઉત્તર મળતાં, પૂર્વવત્ રાજ્યતંત્ર ચલાવવા લાગ્યો; પણ શંકાગ્રસ્ત રહ્યો. સાવધતાથી તથા જાગૃતિથી રહેવા લાગ્યોઃ અને ન જ ચાલે તેવા કામમાં સલાહ આપતો.

× × × × × ×

હવે આપણે પંતોજીના કારોબાર પ્રતિ દૃષ્ટિ ફેંકીએ. **ના**નાનો છુટકો થતાં જ તેને તે મળ્યો. હર્ષભેર તેને છાતી સરસો દાબ્યો, અને પોતાની પાસે જ રાખ્યો. પ્રધાનપદે આવ્યા પછી પોતાની જાગીરમાંથી તેની સેવાની કદર તરીકે વીસથી પચીસ હજારના ઉત્પન્નની જાગીર કાઢી આપી. મ્હોટી પદવી અપાવી પ્રસિદ્ધિમાં આણ્યો. પેશ્વા પણ તેની નોકરીનું સ્તૌત્ર કરવા લાગ્યો. **ના**નાની સલાહથી પંતોજીને દસ હજારની ટુકડીની સરદારી પેશ્વાએ આપી.

× × × × × ×

પ્રિય વાંચનાર, પુનાની રાજખટપટોનું તથા તેમાંના પાત્રોનું અભિજ્ઞાન થતાં ઉદ્ભવેલા ઐતિહાસિક રસને, વિસ્મરણમાં પડેલી મદનપીડિત રંભાની સ્થિતિ જાણવામાં પ્રવૃત્ત કર.

પોતાના પિતાના ઉગ્ર અને કઠોર સંવાદ પછી રંભા એકાન્તમાં દિવસ ગુજારવા લાગી. તે પોતાના ખાનગી ખંડમાંથી બ્હાર નીકળતી નહોતી. પંતોજીની મૂર્ત્તિ તેના મન આગળ વારંવાર ઉભી રહેલી લાગી. જાગૃત અવસ્થામાં કે નિદ્રામાં પણ તે તેને જ જંખવા લાગી. અનંગબળપ્રેરિત રંભાએ એક વિશ્વાસુ બેપીઆ સાથે પત્ર મોકલ્યો. રંભાની પ્રેમપત્રિકા વાંચતાં જ પંતોજીના રોમેરોમમાં રંભાનો પ્રેમરસ વ્હેવા લાગ્યો; અને નિરુપાયે ઉભય પ્રેમીઓએ પત્રવ્યવહારથી પ્રેમ દર્શાવી પરસ્પર મળવાની જિજ્ઞાસા સતેજ રાખી.

વૃદ્ધ **માનેને** અતિશય માઠું લાગ્યું હતું. દિવસ ગત થતાં પોતાની એકની એક પુત્રીને કહેલા બોલ સંભારતાં મનમાં લાગી આવ્યું. ને રંભા પંતોજીનું નામોચ્ચારણ તેના આગળ કરતી નહોતી તેથી તે તેને ભુલી હશે એમ તેને વસવા લાગ્યું. પોતે તેને માટે કરેલી સખ્ત બંધીમાં છુટ મુકવા લાગ્યો, ને પૂર્વવત્ પ્રેમ બતાવવા લાગ્યો. રંભા પણ બ્હારથી આનંદમાં રહેતી લાગી, પણ અંતઃકરણમાં તો પંતોજીના નામનો જાપ જપતી હતી, અને તેના વિયોગે ખિન્ન રહેતી હતી.

'સમય સમયનું કામ કરે છે.' એ કહેતી બરોબર છે. કાંઈ કામપ્રસંગે **માને**નું પુને આવવું થયું. અને વધારે સમય રહેવાનું થવાથી પોતાની વ્હાલી પુત્રી રંભાને પણ સાથે લાવ્યો હતો. **પંતોજી**ની સ્થિતિ પણ આ સમયે ઉચ્ચતર હતી. પ્રથમ તો તે એક જાગીરદાર હતો અને દસ હજાર સિપાઈ તેના હાથનીચે હતા. **નાના**નો તેનાપર અપૂર્વ પ્રેમ હોવાથી **પેશ્વા**નો પણ માનીતો થઇ પડ્યો હતો. દરબારમાં પણ તેને માનની જગ્યા મળતી. વૃદ્ધ **માને**, **પંતોજી**ની આ સ્થિતિથી અજ્ઞાત ન રહ્યો. **માને**નો ને તેનો મેળાપ થતાં, પૂર્ણ આદર સાથે, **પંતોજી**એ નમન કરી કુશળ સમાચાર પૂછ્યા. અને પોતાના પ્રાણ બચાવનારની ઓળખાણ **નાના**ને કરાવી. રંભા પણ સાથે આવી છે એ સમાચાર મળતાં આનંદોદધિમાં ન્હાવા લાગ્યો, ને તેને મળવા તલપાપડ થઈ રહ્યો. તેમ જ પોતે **માને**ના ઉપર કોઇપણ જાતનો ઉપકાર કરી રંભા સાથે લગ્ન કરવાનો પોતાનો સ્વાર્થ સાધવાની ઉમદા તક ન જવા દેવા વિચાર કર્યો. યુક્તિસર વાતમાં ને વાતમાં **પંતોજી**એ **નાના**ને પોતાની વૃત્તિ જણાવી, ને ઉત્તરમાં તેણે પોતાના પુત્રવત્ **પંતોજી**ની ઇચ્છા પૂર્ણ કરવા યથાશક્તિ મદદ આપવા વૃત્તિ દેખાડી. ટુંક સમયમાં **પંતોજી** બાબતમાં **માને**નું તેણે સમાધાન કરવા શરૂવાત કરી. **પંતોજી**ના ઉત્તમ ગુણો તથા પરાક્રમ વિગેરેની ખ્યાતિ **માને**ને સંભળાવી, અને અંતે રંભાની માગણી **પંતોજી** માટે કરી. **માને**ને માઠું લાગ્યું, અને પૂર્વનું સ્મરણ થતાં તેણે સાફ ના પાડી. **નાના**એ દબાણ ચલાવ્યું ત્યારે વિચાર કરી ઉત્તર આપવા કહી ઉઠ્યો. **નાના**એ **પેશ્વા** મારફતે ખાનગી બેઠકમાં રંભાની માગણી કરી. **માને** સાંડસામાં સપડાયો. ના પડાઇ નહી. **પંતોજી**ના પરાક્રમની વાતો તો અનેક માર્ગે તેના કાને આવી હતી, ને **પેશ્વા** સરકારની માગણી થતાં અંતે તેણે રંભાનાં લગ્ન **પંતોજી** સાથે કરવા વૃત્તિ દેખાડી. **માને**નો નિશ્ચય સાંભળી રંભા તથા **પંતોજી**ના હર્ષનો પાર રહ્યો નહી. પૂર્ણ દરબાર સાથે લગ્નગાંઠથી રંભા તથા **પંતોજી** સદાને માટે મનુષ્યદેહથી બંધાયાં. પોતાની પુત્રી આવા સદ્પાત્ર જમાઇથી સુખી થશે એ કલ્પનાથી **માને** સંતુષ્ટ થયો. થોડા માસની રજા મેળવી **પંતોજી** પણ પોતાના સુખદુઃખની ભાગીદાર સાથે પોતાની જાગીરના મુખ્ય સ્થાનમાં, આનંદસુખ ભોગવવા લાગ્યો.

× × × × × ×

સંસાર-નાટકનાં પાત્રો **પંતોજી** અને **રંભા**—બન્નેને યથેચ્છ સંસારરંગભૂમિપર મુકી પુનઃ પુનાની ખટપટની જાળમાં પ્રવેશ કરીશું.

**નાના** ફડનવિસના પુનઃ પ્રધાનપદપર આવ્યા પછીનો સમય ( ઇ. સ. ૧૭૯૮ ) ઘણો જ અગત્યનો હતો. તે જ અરસામાં **નિઝામઅલી**એ **ઇંગ્રેજો** સાથે નવું તહ કર્યું તેમાં પોતાના રાજ્યના સંરક્ષણાર્થે **ઇંગ્રેજી** ટુકડી રાજ્યના ખર્ચે પોતાના તાબામાં રાખવાનું ઠર્યું, ને નિભાવમાટે રૂ. ૨૪,૧૭,૧૦૦ દરવર્ષે આપવા કબુલ કર્યા–વિગેરે, **પેશ્વા**ને આવી જ રીતનો તહ કરવા **ઇંગ્રેજો**ના એલચીએ સૂચના કરી. આ બાબતમાં, **બાજીરાવે**, **નાના**ની સલાહથી, ઉડાવનારા જવાબ આપ્યા, અને **ટીપુ**સામે તેમને મદદ કરવાની આશા આપી. પણ પ્રથમથી જ **ઇંગ્રેજો**ને મદદ કરવાની અંદરખાનેથી **પેશ્વા**ની વૃત્તિ ન હોવાથી જ. **નાના** ફડનવીસે સમજાવી આશાઓ આપી, અને **ઇંગ્રેજો**ની કુમકે ચઢવા **પરશુરામભાઉ**ને **પેશ્વા**ના સૈન્યસાથે તૈયાર કર્યો. અને તેની સરદારીતળે જવાને **ઇંગ્રેજ** સૈન્ય પણ તૈયાર થવા લાગ્યું. છેવટની ઘડીએ **સિંધિયા**ની સલાહથી **પેશ્વા**એ **નાના**ની ઘડેલી સર્વ યોજના ધુળધાણી કરી નાંખી.

**ટીપુ**સાથે **ઇંગ્રેજો**ની લડાઇ શરૂ થયા પછી પણ **ઇંગ્રેજ** એલચીની ફરીયાદોની દરકાર

નહી કરતાં, પેશ્વા, ટીપુના એલચીઓને પુનાના દરબારમાં ખુલ્લીરીતે મળ્યો; અને તેમને સારૂં માન આપ્યું; તથા સિંધિયાની મારફત છુપીરીતે ટીપુપાસેથી પેશ્વાએ તેર લાખ રૂપીઆ લીધા. આ વિષયમાં નાનો છેવટસુધી અજ્ઞાત હતો. પેશ્વાની આ કૃતિથી બહુ ગડબડ થઇ ને અંતે ટીપુના એલચીઓને આડું સમજાવી રજા આપી. પેશ્વા બે જાતના દાવ રમવા લાગ્યો. એક તરફ પરશુરામભાઉને ઇંગ્રેજોની કુમકમાટે તૈયાર રાખી, બીજી તરફ ટીપુને મદદ કરવા ઉત્તેજન આપી બાજીરાવે ઉભય પક્ષને છેતરવા ધાર્યું; અને થોડો સમય તટસ્થ રહી જે પક્ષ સબળ નિવડે તે પક્ષ તરફ ઢળી જવાનો મનસાથે વિચાર કર્યો. ઘણું ખરૂં તપાસતાં તેની ધારણા ટીપુને મદદ કરવાની હતી. સિંધિયાની સલાહથી પેશ્વાએ નિઝામના મુલક ઉપર હલ્લો લઈ જવાની યોજના ઘડી; અને તેની રાઘોજી ભોંસલેને સરદારી આપવા વિચાર કર્યો. આવીરીતે હલ્લો કરવાથી નિઝામ સાથે થયેલા તહથી ઇંગ્રેજ તેની મદદે આવશે જ એટલે પછી ખુલ્લીરીતે ટીપુનો પક્ષ લેવામાં વાંધો આવશે નહી, આમ તેમનો મુખ્ય પેચ હતો.

પેશ્વા અને સિંધિયા પોતાની આ કપટજાળ પાથરે તે પૂર્વે શ્રિરંગપટણ પડવાના તથા ટીપુ મરાયાના સમાચાર તેમને મળવાથી તેઓ આશ્ચર્ય પામ્યા. બાજીરાવે તરત જ પવન પ્રમાણે પીઠ ફેરવી. ઇંગ્રેજોના વિજયમાટે પેશ્વાએ અત્યંત હર્ષ પ્રદર્શિત કર્યો, અને કર્નલ પામરને પોતાથી સૈન્ય વખતસર ન મોકલાવી શક્યાનો ખુલાસો, નાના ફડનવિસપર આરોપ મૂકી, કર્યો. અને કરનાટકના સરસુબેદાર ગોખલેને જેટલું સૈન્ય એકત્ર થઇ શકે તેટલા સૈન્ય સાથે ટીપુના મુલક ઉપર હલ્લો કરવાનો તાકીદનો હુકમ મોકલ્યો. પરિણામ એ થયું કે ઇંગ્રેજોને હસ્તગત થયેલાં ગામો તે સૈન્યે લુંટી પાયમાલ કર્યાં. મહીસુરના મૂળ રાજાને ગાદીએ પુનઃ સ્થાપી પૂર્વવત્ તેવી સત્તા તથા મુલક સોંપી બાકીના ટીપુના મુલકની નિઝામ સાથે વ્હેંચણી કરી. પેશ્વાએ મદદ નહોતી આપી, તોપણ તેને ઇંગ્રેજોએ જો તે નિઝામ પ્રમાણે તહ કરી આપે તો વીસ લાખ રૂપીઆના ઉત્પન્ન જેટલો મુલક આપવાને ઇલાયદો ભાગ રાખી મુકયો. નાના ફડનવિસની સલાહથી બાજીરાવે નિઝામ જેવું તહ કરવા ના પાડી. તેમ જ નિઝામના રાજપરથી પોતાનો ચોથ લેવાનો હક ઉઠાવી લેવા પણ નાકબુલ થયો. આથી પેશ્વા માટે રાખેલો ભાગ નિઝામ તથા ઇંગ્રેજોએ વ્હેંચી લીધો.

આણીપાસ સિન્ધિયાની સ્થિતિ દિવસે દિવસે ઘણી કફોડી થતી ગઇ. અમૃતરાવની છાવણીપર શીર્જેરાવ ઘાટગેએ દગાથી હલ્લો કર્યો. પછી પેશ્વાની વિરુદ્ધ પક્ષમાં ચાલુ રહેલા કોલ્હાપુરના રાજાનો આશ્રય બાઇઓએ નાશી લીધો. તરત જ બાઇઓને નારાયણરાવ બક્ષી તથા સિન્ધિયાના મુખ્ય મુખ્ય શેણવી અમલદારો મળ્યા. ઘણા ઘોડેસ્વારો તેમના રણસ્તંભ નીચે એકત્ર થઈ એક બળવાન ટુકડી થતાં કૃષ્ણાથી ગોદાવરી સુધીનો મુલક લુટતા લુટતા ઉત્તર તરફ ચાલ્યા. સિંધિયાનું અપમાન તેની પોતાની છાવણીમાં કર્યું, એટલું જ નહી પણ પુના નજીકના માર્ગો પણ બંધ કર્યા. સિન્ધિયાના ઘોડેસ્વારો તેમને પાછા હઠાવવા સામે થયા પણ હાર પામી પાછા હઠ્યા. આગ જબરી સળગી ને તેની જવાળા છેક ઉત્તર હિંદમાં પણ પ્હોચી. લકવાદાદાને બાલોબા તાત્યાના પક્ષનો ગણી સિન્ધિયાએ પદચ્યુત કર્યો. આથી તે પણ બળવાખોરોમાં સામેલ થતાં બળવાખોર સૈન્યમાં વધારો થયો અને ઉજ્જનથી સીરંનજીસુધીનો દેશ કબ્જ કર્યો.

દુકાલમાં અધિકમાસ પેઠે યશવંતરાવ હોલકર જેણે પોતાના ભાઇના મરાયા પછી પુનામાંથી નાશી નાગપુરનો આશ્રય લીધો હતો અને જે સિન્ધિયાની વગથી કેદમાં પડ્યો હતો

તે છુટો થયો. તે પણ માળવામાં જઇ સૈન્ય એકઠું કરી દેશ લુટવા લાગ્યો. આથી ફ્રેંન્ચ સેનાધિપતિ મો. પેરન ઉત્તરમાં વધુ લશ્કર મોકલવા વારંવાર સંદેશા ઉપર સંદેશા મોકલવા લાગ્યો. સિન્ધિયા ગભરાયો ને બાઇઓ સાથે સુલેહ સંપના મંત્ર કરવા લાગ્યો. બાઇઓએ સર્વ પ્રદેશ સ્વાધીન કરવાની તથા તેમની સત્તા તળે સિન્ધિયાએ રાજ્ય ચલાવવું એવી માગણી કરી. આવી અન્યાયી માગણી સ્વીકારવા સિન્ધિયાએ ના પાડી, પણ તે આ સર્વ ગડબડાટના ભાવિમાટે ભયગ્રસ્ત રહ્યો.

સિન્ધિયાને તેના પ્રધાન આબા ચિટનીસ તથા રાયાજી પટેલે બાલોબાને પુનઃ મુખ્ય પ્રધાનપદે બોલાવવા સલાહ આપી. સિન્ધિયાને તે વ્યાજબી લાગી, અને તે પ્રમાણે કરવા કબુલ થયો. બાલોબા પુનઃ પ્રધાનપદે આવતાંવાર જ મુખ્ય બળવાખોરો શરણ થયા, અને તેને મધ્યસ્થ નીમી બાઇઓ પણ સમાધાન ઉપર આવવા કબુલ થઈ. અસીરગઢનો કીલ્લો તથા બરહાનપુર મળી અગીયાર લાખનો મુલક તેમના નિર્વાહ માટે આપવા સિન્ધિયા કબુલ થયો અને સર્વરીતે સુલેહ શાંતિ જળવાવાનો સમય આવ્યો.

બીજી તરફ કોલ્હાપુરના રાજા, પેશ્વા સાથે એકસરખી લડાઈ ચલાવી રહેલો હોવાથી રાજતંત્ર ઘણું ગુંચવણભરેલું થઈ રહ્યું હતું. ચતુરસિંહ પણ અદ્ભૂત પરાક્રમો બતાવતો હતો. દક્ષિણમાં ચોપાસ મારામારી અને લડાઈઓ (કાપાકાપી) થઈ રહી હતી. પરશુરામભાઉ તથા રાસ્તેની સરદારી તળેના સૈન્ય ને ચતુરસિંહના સૈન્ય વચ્ચે લડાઈઓ થઈ તેમાં ચતુરસિંહને ઘણો ખરો વિજય મળ્યો. કરનાટકમાં પણ કોલ્હાપુરસૈન્ય વિજય મેળવતાં ખંડણી ઉઘરાવતું હતું. લડાઈએ ભયંકર રૂપ લીધુ હતું. બાલોબા તાત્યાના છુટકારાના સમયે કોલ્હાપુર સાથેના વિગ્રહની આ સ્થિતિ હતી.

બાલોબા તાત્યાના છુટા થયા પછી તેની તથા નાનાફડનવિસ વચ્ચે પૂર્વનું વૈમનસ્ય ભુલી જઈ એકસંપી થયા. પોતપોતાના સ્વામીની રજાથી ઈંગ્રેજો તથા નિઝામઅલિ સાથે હવે કેમ વર્તવું તે નક્કી કર્યું. પણ બીજી કોઈપણ ઘટના અમલમાં મુકવા પ્હેલાં કોલ્હાપુર સાથેના વિગ્રહનો અંત લાવવા આ બન્ને રાજનીતિજ્ઞને આવશ્યકતા લાગી.

આ વિચારથી પેશ્વા, સિન્ધિયા તથા બીજા જાગીરદારોનું ત્રીસ હજાર હયદળ અને છ હજાર પાયદળનું સૈન્ય જે ટીપુ સામે મોકલવા એકઠું કર્યુ હતું તે આખા સૈન્યની દસેરાને દિવસે કોલ્હાપુરપર હલ્લા માટે તૈયારી કરી. અને ત્યાં જતા સુધી કોલ્હાપુરના રાજઉપર અને તેટલો દાબ રાખવા પરશુરામભાઉ ઉપર હુકમ મોકલ્યો.

પરશુરામભાઉ ઘણો બહાદુર હતો. પોતાની જાગીરનું મુખ્ય સ્થળ તાસગામ, કોલ્હાપુરની સેનાએ લુંટી પાયમાલ કરેલું તેથી તેને બહુ જ માઠું લાગ્યું હતું અને હમેશાં ખીજવાયલો રહેતો હતો. તેને હુકમ મળતાં ખરો લાગ ગણી પોતાનો દાવ લેવામાં શિથિલ રહ્યો નહી. પોતાના સૈન્ય સાથે ગોકાકથી કોલ્હાપુર તરફ કુચ કરી. પટ્ટણકુડી નામના ગામડા પાસે કોલ્હાપુરના મહારાજ તથા ચતુરસિંહની સંયુક્ત સેના સાથે તેનો ભેટો થયો. ઉભય સૈન્ય વચ્ચે જબરૂં યુદ્ધ થયું. ઉભયપક્ષનાં સૈન્ય એકમેક થતાં એકમેકનાં માણસોને મારવા લાગ્યાં. પરશુરામભાઉ છેડાયલા વ્યાઘ્ર પેંઠે અશ્વ ઠેકાવતો જુસ્સાભેર લડવા લાગ્યો. અણીનો સમય હતો. પરશુરામભાઉ તરવાર ઉચકી શત્રુપર પ્રહાર કરવા જતો હતો ત્યાં કોલ્હાપુર સૈન્યના વિશ્વાસરાવ ગાયકવાડે તથા તેના ભાઈએ શત્રુના દલને કાપતાં કાપતાં આવી પાછળથી ઊંચા થયેલા હાથપર ઘા કરી તરવાર શાથે જુદો પાડ્યો. ભાઉ સાવધ થાય તે પ્હેલાં પગ ખેંચી ઘોડાઉપરથી નીચે પાડ્યો.

ઘણા જખમો લાગવાથી તે ઘોડાઉપરથી ઉથલી પડ્યો હતો. ને ખીજવાયલા લોકોએ તેના જમીનપર પડ્યા પછી તેના શરીર ઉપર ઘાઉપર ઘા કરી પૂરો કીધો. કોલ્હાપુરના " હીંમત બ્હાદુર "ના ખેતાબવાળા એક ચૌહાણ સરદાર તરત જ તેનું શબ પોતાની પીઠ ઉપર નાખી કોલ્હાપુરના મહારાજ તથા ચતુરસિંહ બેઠા હતા ત્યાં લઈ ગયો. અહીં ભાઉ પડતાં પેશ્વાઈ સૈન્ય વિખરાઈ ગયું.

હીમ્મતબ્હાદુર ચૌહાણ, પરશુરામભાઉના મૃત શરીરને, કોલ્હાપુરના મહારાજા તથા ચતુરસિંહની નજીકમાં આવતાં, જમીનપર નાંખી લાતે લાતે મારતો, તેમની સમક્ષ ઘસડતો લાવી, નમન કરી હાથ જોડી બોલ્યોઃ—" સરકાર, છત્રપતિની ગાદીને અપમાન કરનાર આ હરામખોર કૃતઘ્રી સ્વદેશદ્રોહી તરફ જુવો—તે દુષ્ટ આપ સરકારના પગ પાસે ધૂળ ચાટતો પડ્યો છે ! "

તે ઉદ્ધત પણ વીરપુરુષના પ્રેતપર તિરસ્કારભરી દૃષ્ટિ ફેંકી, તેને આવી અપ્રતિષ્ઠા ખુલી રીતે મળતી જોઈ સંતોષ માની તેના શબને એમને એમ પડતું મુકી સૈન્ય સાથે કોલ્હાપુર પ્રતિ કુચ કરી. પરશુરામભાઉના પ્રેતને તેના વિશ્વાસુ સેવકે શત્રુનું સૈન્ય નજરબ્હાર થયા પછી ઘોડાપર નાંખી નજીકના ગામમાં લઈ જઈ અગ્નિસંસ્કાર કર્યો.

આ ખેદકારક સમાચાર પુને પ્હોચતાં નાનાફડનવિસ તથા બાલોબાની મસલત થઈ, પરશુરામભાઉના પુત્ર આપા સાહેબની સરદારી તળે એક મ્હોટું સૈન્ય વેર લેવાને કોલ્હાપુર રવાના થયું. આવા જબરજસ્ત સૈન્ય સામે ટકાવ કરવાને પોતાને અશક્ય લાગવાથી કોલ્હાપુરના મહારાજાએ પહ્નાળના કીલ્લામાં આશ્રો લીધો. કીલ્લાની તળેટીમાં રહેલું સૈન્ય હાર પામી નાશી જઈ કોલ્હાપુરમાં ભરાયું. પેશ્વાના સૈન્યે સખત ઘેરો ઘાલ્યો અને કોલ્હાપુરનો ધ્વંસ થવાની તૈયારી હતી પણ પુનામાં હવેના પ્રકરણમાં જોઈશું તેવા કેટલાક અણચિન્તવ્યા અગત્યના બનાવો બનવાથી કોલ્હાપુરની સત્તાનો નાશ થતો બચ્યો.

---

## પ્રકરણ ૧૩ મું.

### મરાઠા રાજ્યનો સૂર્યાસ્ત અથવા નાનાનો સ્વર્ગવાસ.

" Nana Furnnaves died on the 15th March 1800 A. D. and with him, " says Colonel Palmer " has departed all the wisdom and moderation of the Maratha government. "

" Few characters that have ever appeared on the political theatre of India, or perhaps in the world, are more deserving of extended record than Nana Furnnaves x x x x x x "

" On the whole we may justly say of Nana that he possessed talents so splendid as hardly ever to have been equalled and never surpassed in India. "

( Asiatic Annual Register. 1800.)

ગત પ્રકરણમાં પુનામાં બનેલા અગત્યના બનાવોથી કોલ્હાપુરનો નાશ થતો બચ્યો એ આપણે જોયું. તે બનાવોમાં સર્વથી અગત્યનો બનાવ સ્વદેશભક્ત, ચાણક્ય પ્રધાન **નાના** ફડનવીસનો સ્વર્ગવાસ હતો.

વૃદ્ધાવસ્થા તથા ઉપરાઉપરી આવી પડેલી ચિંતાઓથી **નાના** ફડનવીસની પ્રકૃતિ લથડતી ચાલતી હતી. તેમાંથી અતિસાર સાથે જ્વર પેદા થયો ને ટુંકી માંદગી ભોગવી ઇ. સ. ૧૮૦૦ ના માર્ચની ૧૩ મી તારીખે રાજ્યખટપટની જંજાળમાંથી સદાને માટે તેનો પ્રાણ તેની છાયારૂપી કૃતિ મુકી સ્વર્ગે સીધાવ્યો. પોતે પથારીવશ હતો છતાં કાર્યભારનું કાર્ય નિયમાનુસાર છેવટની ઘડી સુધી ચલાવતો હતો. તેના જીવનના અસ્ત સાથે **મરાઠા** રાજ્યનો સૂર્યાસ્ત થયો અને પડતી પરાકાષ્ઠાને પામી. તે વખતના પુનાના ઈંગ્રેજ એલચી, કર્નલ **પામરે** લખ્યું છે કે "તેની સાથે મરાઠારાજ્યનું શાણપણ તથા શાંતિ પણ જતાં રહ્યાં"–અને તે અક્ષરશઃ સત્ય ઠર્યું. **ઈંગ્રેજ** અને **મરાઠા** સત્તાધીશોએ **નાના**ની સ્વદેશવત્સલતા તથા હતભાગી દિવસોમાં તેની તેવી જ લાગણી માટે ઘણી જ પ્રશંસા કરી છે.*—જોઇએ તે પરિણામ આવે તેની જરા પણ ચિંતા ન કરતાં લાભદાયક લાગે તેવાં પગલાં ભરવાને વારંવાર **બાજીરાવ**ને સલાહ આપતો હતો. **મારકવીસ વેલેસલી**ના મત પ્રમાણે કોઇપણ પરદેશી સૈન્ય સ્વરાજ્યમાં રાખવા માટે તે વિરુદ્ધ હતો. તેનું આખું જીવન આપણે જોયું તેમ લોકોના અને રાજ્યના ભલામાં ગાળ્યું. દરેક કામમાં તેની પ્રવૃત્તિ તથા નિયમિતપણું તથા પૂર્ણ કાળજી પ્રશંસાપાત્ર હતાં. તે સ્વભાવે ઘણો જ માયાળુ, ધાર્મિક, વિવેકથી વ્યય કરનારો, તેમ જ ખરો ઈમાની સ્વદેશભક્ત હતો. તેના ચ્હેરાપર તેની ચાલાકી, તીવ્રબુદ્ધિની છાપ પડતી હતી અને તેજસ્વી હોવાથી દરેક તેના તરફ માનનીય દૃષ્ટિએ જોતા હતા. તે ઉંચો, પાતળો ઘઉંવર્ણો ને ગંભીર મુદ્રાવાળો હતો. તેને કાંઇપણ સંતતિ ન હતી અને તે પોતા પાછળ **જીઉબાઇ** નામની યુવાન્ વિધવા મુકી ગયો હતો.

**નાના**ના સ્વર્ગવાસ પછી તરત જ **પેશ્વા**એ તેના મેહેલપર જપ્તી મુકી; સર્વ માલ મિલ્કત જાગીર જપ્ત કર્યાં, તથા તેના પક્ષકારોપર અનેક ત્રાસ વર્તાવ્યા. **પન્તોજી**, **નાના**ના મૃત્યુ વખતે

---

* The Peshwa — Written 28th May 1800.

I have received with great concern, the intelligence of the much lamented death of Balaji Pandit ( Nana Fadanavis ). The loss of persons distinguished for their talents, great qualities, and abilities, is at all times a subject of regret. The melancholy news, therefore, of the death of Balaji Pandit, the able minister of your State, whose upright principles and honourable views, and whose zeal for the welfare and prosperity both of the dominions of his own immediate superiors and of other powers, were so justly celebrated, occassions extreme grief and conern. You must feel a peculiar degree of sorrow at his loss; such, however being the will of God, there is no remedy but patience and resignations. It is, therefore, incumbent upon you to acquiesce in the dispensations of Providence, to cease from unavailing grief yourself, and to endeavour to console others affected from the same cause.

Believing me &c.

Wellesley.

પાસેનો પાસે જ હતો. પેશ્વાનું આ વર્ત્તન જોઈ રાજ્યની પડતી દશા તેના નજર આગળ તરતી જણાઈ. તે અતિ ખિન્ન થયો. તેના સદ્ભાગ્યે પેશ્વાની તેનાપર પૂર્ણ કૃપા હતી તેથી નાનાનો પક્ષકાર હતો તો પણ તેને કાંઈ ત્રાસ થયો નહી. પરંતુ પોતાના પ્રાણદાતા સ્વામી નાનાના કુટુંબપર ગુજરતી ભયંકર આપત્તિથી તેનું અંતઃકરણ ચીરાવા લાગ્યું. પેશ્વાને ઘણો સમજાવ્યો પણ સર્વ વ્યર્થ ગયું. પેશ્વા નાનાના કુટુંબપ્રતિ દુષ્ટતા બતાવનાર છે એ સિદ્ધાંત ખરો લાગતાં નોકરીનું રાજીનામું આપી શું થાય છે તે તપાસતો પોતાની જાગીરમાં પંતોજી દિવસ ગાળવા લાગ્યો.

નાનાના મૃત્યુથી મરાઠા રાજ્યનો સૂર્ય અસ્ત થયો. ભીરુ, નબળા મનના પણ ક્રૂર કપટી બાજીરાવનાં કરપીણ કૃત્યોથી માંહોમાંહે કુસંપ વધ્યો. સિન્ધિયા, તથા હોલકર આપસ-આપસ લડવા લાગ્યા ને નાનારૂપી કાંટો ગયાથી બાજીરાવે મ્હોટા મ્હોટા સરદારોપર નિરર્થક જુલમ ગુજારી તેમનાં મન ખાટાં કર્યાં.

દખણમાં આવી રીતનાં ન કરવાનાં કાર્યો કરવાની મૂર્ખતાથી પોતાના જ પગપર કુહાડો મારી પેશ્વાએ પીડા વ્હોરી લીધી. આખું દખણ પાયમાલ થયું. સિન્ધિયા ને હોલકરના અંદર-અંદરના કલહથી ઉત્તર હિન્દમાં પણ અંધાધુંધી વ્યાપી રહી. તેમનાં સૈન્યો એક બીજાના દેશ લુટવા લાગ્યાં. વગરઅંકુશના હસ્તી માફક પ્રજા તોફાની થઈ ગઈ. ધણી વગરનાં ઢોર સુનાં તે પ્રમાણે આવા નમાલા ધણીના અમલમાં મહાન મરાઠા રાજ્યોમાં માંહોમાંહેના ઝગડાથી આખો દેશ સળગી ઉઠ્યો. જ્યાંત્યાં બંડ બખેડા થવા લાગ્યા. સર્વ પ્રજા પોકારવા લાગી. ને આ બધાનું પરિણામ અંતે વિપરીત થયું.

અધુરામાં પુરૂં પેશ્વાએ પુનામાં યશવંતરાવ હોલકરના ભાઇને પકડી હાથીના પગ સાથે બાંધી ક્રૂર રીતે મારી નાંખ્યો. આ બનાવથી હોળકર છેડાયો, ને પુનાપર સ્વારી કરી. પેશ્વા ગભરાયો અને સુલેહના સંદેશા મોકલવા લાગ્યો. પેશ્વાએ ઉપરી તરીકે પુને ન આવવા માટે હોલકરને હુકમો મોકલ્યા છતાં હોલકર પુનાપર આવ્યો. હોળકરના સૈન્યની પુંઠ લાગેલું સિંધિયાનું લશ્કર પેશ્વાના સૈન્ય સાથે મળી ગયું. પુના પાસે લડાઈ થઈ, ને પેશ્વાની સખત હાર થઈ. લડાઈના મેદાનમાં જવા મહેલમાંથી હિચકારો પેશ્વા નીકળ્યો હતો પણ તોપોના અવાજ સાંભળી ડરી ગયો ને લડાઈનું પરિણામ જોવા શહેરની દક્ષિણે જઈ થોભ્યો; પરાજયના સમાચાર સાંભળતાં જ ઉભી પુછડીએ પેશ્વા સિંહગઢ નાઠો, અને ત્યાંથી ઈંગ્રેજોના એલચીને પોતાના રક્ષણ માટે રાજ્યમાં ઈંગ્રેજ પલટન રાખવા તથા તેના નિભાવ માટે પચ્ચીસ લાખનો મુલક આપવા કરારનામું લખી મોકલ્યું.

વિજયથી સંતોષ માની યશવંતરાવે પુનાપર સખત ચોકી મુકી પણ રૈયત તથા પેશ્વાના સેવકો સાથે, ત્રાસ ન આપતાં માયાળુપણે વર્ત્તન રાખ્યું. પેશ્વાને પણ પુને આવવા ઘણો લલ-ચાવ્યો પણ ડરનો માર્યો તે આવ્યો નહી. સિંહગઢમાં ત્રણ દિવસ સુધી ભરાઈ બેશી ભીરુ બાજીરાવ રાયગઢ નાઠો, ત્યાંથી મહાડ થઈ રેવદંડા વટાવી ઈંગ્રેજી વ્હાણમાં બેશી વસઈ આવ્યો. આ જગ્યાએ " વસઈની સંધિ " ઈંગ્રેજ સાથે કરી.

આ સંધિ સિંધિયા તથા નાગપુરના રાઘોજી ભોંસલેએ કબુલ કરી નહી અને તે તરફ પોતાનો અણગમો બતાવ્યો. અને એવું જાહેર કર્યું કે તેમની અનુમતિ શીવાય પેશ્વાને કોઇ પણ જાતનું તહ કરવાની સત્તા નથી માટે એ સંધિ રદ છે. પેશ્વા ઈંગ્રેજી સૈન્યના આશ્રાતળે

પુને આવ્યો. વિરુદ્ધ થઈ પડેલા સિંધિયા તથા રાઘોજી ભોંસલે સાથે લડાઈમાં ઉતરવાની ઈંગ્રેજને ફરજ પડી. પૂર્વનું વેર ભુલી જઈ લડાઇમાં સ્વપક્ષમાં જોડાવાને સિંધિયાએ હોલકર સાથે દૌત્ય ચલાવ્યું, પણ ઉડાવનારા ઉત્તર આપી લડાઈનું શું પરિણામ આવે છે તેની રાહ જોતો માળવામાં તે ચાલ્યો ગયો. નિઝામ તથા પેશ્વાનું લશ્કર ઈંગ્રેજની મદદે આવ્યું. આ લડાઇ " બીજી મરાઠા લડાઈ " નામે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે; અને મરાઠા રાજ્યની સંધ્યા આ લડાઈના પરિણામથી સ્પષ્ટ દેખાવા લાગી. મરાઠા રાજ્યનો મ્હોટો ભાગ ઈંગ્રેજ તથા નિઝામના હાથમાં ગયો.

પંતોજી જેવો શુરવીર માણસ આ લડાઇથી બહાર ન રહ્યો. ઈંગ્રેજ સામે સિંધિયા તથા નાગપુરના રાજાએ લડાઈ જાહેર કરવાથી પાંચેક હજાર સૈન્ય એકઠું કરી સિંધિયા સાથે તે જોડાયો હતો. તેની પતિભક્ત સ્ત્રી રંભાએ તેની સાથે લડાઇમાં જવા આગ્રહ જણાવ્યો પણ તેને સમજાવી તેણે તેના પિતાને ત્યાં રવાના કરી. પંતોજીનાં પરાક્રમ તથા વીરતાથી સિન્ધિયા વાકેફ હતો તેથી તેણે તેને હર્ષભેર વધાવી લીધો ને લડાઈમાં મુખ્ય સરદારોમાં તેને ગણ્યો.

પ્રિય વાંચનાર! ઉપરના અગત્યના ઐતહાસિક બનાવો સવિસ્તર ન વર્ણવતાં, વિષયાન્તરના તથા લાંબા લખાણના ભયથી સંક્ષિપ્તમાં જરૂર જેટલા જ વર્ણવ્યા છે તેટલાથી સંતોષ માની હવે અસાઈના લડાઇના મેદાનમાં લડાઈ પૂર્ણ થતાં જાણવાજોગ જે પ્રસંગ થયો હોય તે માટે ત્હારી વિચારશક્તિ તાજી કર.

---

## પ્રકરણ ૧૪ મું.

### સંધ્યા.

સંધ્યા થઈ! સાથે સાથે મરાઠા સૈન્યની પણ સંધ્યા થઈ. સૂર્યાસ્ત સાથે મરાઠા સેના અસાઇના મેદાનમાંથી છિન્નભિન્ન થઇ ગઇ; અને વિજેતા ઈંગ્રેજનો વિજયી ઝુંડો ફરફડવા લાગ્યો. જુવા નદી લોહીથી રંગાઇ વ્હેતી થઈ. અસાઇના મેદાનમાં મુડદાંઓના ઢગે ઢગ પડ્યા હતા. મેદાનમાં શબની દુર્ગંધ પ્રસરી રહી હતી ! દેખાવ ઘણો જ ભયંકર કમકમાટી ઉપજાવનાર હતો.

આ સમયે રક્તવર્ણી થયેલી જુવા નદીને કિનારે એક યુવાન યોદ્ધો એક હાથમાં મરાઠા સૈન્યનો ભગવો ઝુંડો તથા બીજા હાથમાં લોહીથી ખરડાયલી ભાગેલી તલવાર લઈ મેદાન પર ગંભીર શોકભરી નજર ફેંકતો ઉભો હતો, તેની આસપાસ પચ્ચીસેક સ્વાર ફરી વળ્યા હતા. તે ટુકડીનો આંગ્લ વિજેતા સરદાર પુરદમામથી ભાંગી તુટી હિંદુસ્તાની ભાષામાં બોલ્યોઃ—

" વીર યોદ્ધા, શરણ થા! અમારા વિજયમાં આનંદ માન ! અમારી સાથે સામેલ થા ! નાહક મૃત્યુને બોલાવ નહી ! ત્હારા જેવા વીરને અમે મારવા ઇચ્છતા નથી, પણ અમારામાં સામેલ જોવા ઇચ્છીએ છીએ ! એમાં ત્હારૂં હિત છે. "

તે યુવાન વીર નિઃશબ્દ ઉભો રહ્યો. ઉત્તરમાં પોતાના દેશી ભાઇઓના રુધિરથી રંગિત થયેલી, તેમનાં શબોથી છવાયલી ભૂમિપર ગંભીર નજર ફેરવી, ભાંગેલી તલવાર ઉંચકી વિજેતા સરદાર પર જુસ્સાથી–ક્રોધથી ધસ્યો, અને પોતાના શત્રુપર તલવારનો ઘા કર્યો. આ

એક જ ઘાથી આંગ્લ સરદાર પુરો થાત, પણ એટલામાં બીજા ઇંગ્રેજ યોદ્ધાએ તે ઘા ઝીલી તેની નેમ ચુકાવી; અને આ વીર તે જ ક્ષણે તેના લાંબા ભાલાનો ભોગ થઇ નીચે પડ્યો. તેના પડતાની સાથે જ મરાઠા ઝુંડો ઈંગ્રેજોના હાથમાં ગયો, અને વિજયવંત ટોળી હર્ષનાદ કરતી પોતાની છાવણી તરફ વળી.

× × × × ×

રાત્રિ વધતી વધતી સર્વત્ર શાંતિ પ્રસારતી હતી. ચંદ્રિકા મંદ મંદ પ્રકાશ ફેંકતી હતી. જુવા નદીના કિનારા પાસે પડેલો આપણો આ યુવાન યોદ્ધો જરા શુદ્ધીમાં આવ્યો. એક લાંબો નિઃશ્વાસ નાંખ્યો. અરેરે ! જેના હાથ નીચે હજારો મનુષ્ય સેવામાં હતા, જેણે હજારોને પોતા પાછળ દોર્યા હતા, હજારો પર હુકમો ચલાવ્યા હતા, તે આજે આ લડાઇના મેદાનમાં એકલો લજાયલો, મરણોન્મુખ, નિરાધાર, નદીને કાંઠે પડેલો છે. તેના મુખમાંથી નિઃશ્વાસ પર નિઃશ્વાસ નીકળે છે. અત્યારે કોઇ પણ તેની આસનાવાસના કરનાર નથી; અરે ! તેના પર રડનાર નથી; કે, તેના ધગધગતા શ્વાસથી સુકાઈ જતા કંઠને, તેના હૃદયમાં પ્રજ્વલતા અગ્નિને શાંત પાડવાને, પાસે જ તેનાં ચક્ષુ સમક્ષ શાંતતાથી વહેતી નદીના જળમાંથી પાણી લાવી તેના સુકાતા ગળામાં રેડનાર કોઈ પણ પાસે નથી, તેમ પોતાની મેળે નદી આગળ આલોટતાં આલોટતાં જઇ પાણી પીવા જેટલી પણ શક્તિ રહી નથી.

માત્ર એક જ વિચાર આ અંત સમયે આ તજાયલા યુવાનના મનમાં તેના આત્માને શાંતિ આપી રહ્યો હતો.—પોતાની વ્હાલી પત્ની આવી ભયંકર રાત્રિએ પોતાની આ દશા જોઇ દુઃખી થવાના કરતાં, પોતાના પિતાના મ્હેલમાં સલામત હતી, અને ત્યાં આ મનોહર ચાંદનીમાં ઉડતા ફુવારાઓની ઠંડી હવામાં સુવાસિક પુષ્પો વચ્ચે પોતાપર આવેલી આફતથી અજ્ઞાત—પોતાના સ્વામિને મળવાની ઉમેદમાં આનંદી સ્વપ્નોમાં ડોલતી હશે—આ વિચારે તેના હૃદયમાં શાંતિ રેડી, પરંતુ પોતાના મૃત્યુના સમાચારથી થનારી તેની દુઃખદ સ્થિતિના વિચારથી તેને કંપારી છુટી અને તેણે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો!

પણ—પણ—પેલું આ ભયંકર મોતના મેદાનમાં શબોમાં શોધતું, ધીમે પગલે છુપાતું છુપાતું કોણ આવતું હતું?!! અરે એ તો તે જ—ઝાંખા ચંદ્રપ્રકાશમાંથી પણ દૂર હોવા છતાં તે યુવાને પોતાની પ્રિયતમાને ઓળખી. તે આ ફાની દુનિયામાં રહેવા કરતાં પોતાના પ્રિયતમ સાથે મૃત્યુ ઇચ્છતી હોય એવું લાગ્યું !

તે પાસે આવે છે—તેના ગળાની આસપાસ તે કોમલાંગીના કોમલ હસ્ત વીંટાઇ વળ્યા. તેના ઓષ્ઠ પતિના કાળાશ પડતા તથા ફીકા પડતા ઓષ્ઠો સાથે દબાયા; અને તરત જ છુટી પડતી તે ઉઠી, નદીપર જઇ પોતાના સાળુનો છેડો ભીંજવી પાણીથી ભરેલા નાજુક ખોબાથી તેના સુકાતા મુખમાં પાણી રેડી, બળતાં ચક્ષુઓનાં પોપચાં પર ભીંજેલો સાળુનો છેડો લગાડી શાંતિ આપી.

અહા ! થોડા સમય પહેલાં આ યુવાને થોડું જ ધાર્યું હશે કે મરણસમયે પોતાની પ્રિયતમાના કોમળ હસ્ત સુખ કરતા તેના ગળાની આસપાસ વીંટાઇ વળશે ! તેની આંખમાં અશ્રુનું એક બિંદુ ઝળકયું. તે યુવાને પોતાપર ટીંગાયલી પોતાની પ્રિયપત્ની તરફ નજર કરી, બોલવા પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ.—સર્વ શક્તિ હરાઇ ગઇ હતી. મોત આંખ સામે તરવરતું હતું.

તેણે તરત જ નિઃશ્વાસ નાંખતાં પોતાની પ્રિયતમા તરફથી નજર ફેરવી. તેના પર ટીંગાયલી તેની પ્રિયા વધારે નમી, અશ્રુનું ગરમ ટીપું પ્રેમાળ ચક્ષુમાંથી ગાલપર પડ્યું. તેને ગળે વિંટળાતી ચુંબન કરતી દ્રવતા હૃદયે તે સુંદરી બોલી:—

" વ્હાલા, ત્હારો પવિત્ર શ્વાસ મને લેવા દે ! તે મૃત્યુનો હો કે શાંતિ આપનાર ઔષધીરૂપે હો, પણ મને તે ઘણો જ મધુરો–પ્રિય છે ! મ્હારા પ્રેમરૂપી અશ્રુઓ ત્હારાપર શાંતિ વર્ષાવવાને પડો ! મ્હારા હૃદયમાંનું રુધિર ઔષધિરૂપે હોય, તો તે ત્હારા ચક્ષુને એક પળ પણ શાંતિ આપવાને હું વરસાવીશ! નહી–મ્હારા તરફથી એ વ્હાલું મ્હોડું ન ફેરવ.—અરેરે ! શું હું ત્હારી નથી ! શું ત્હારી વ્હાલી પત્ની નથી ! ત્હારી પોતાની વ્હાલી પ્રિયતમા—લગ્નની પવિત્ર ગાંઠથી સદાને માટે જોડાયલી ત્હારી પત્ની–કે જે જીવન અને મૃત્યુમાં ત્હારી સાથે જ છે, તેના તરફથી આ પવિત્ર મુખ ન ફેરવ ! શું વ્હાલા ! આપણુ બન્નેનું જીવન સાથે ગાળવા સર્જાયલું નથી ! હું જેની દિવસરૂપી જીવનસૃષ્ટિ ત્હારા પ્રાણ-તેજથી પ્રકાશમાન છે, તે ઉડી જતાં થઈ પડનાર ઉદાસ શોકમય લાંબી રાત્રિરૂપી સૃષ્ટિ શી રીતે સાંખી શકીશ! મ્હારૂં જીવન જે તું, તેને જવા દઇ, શું હું અત્રે એકલી રહું ! ના ! ના ! વ્હાલા ! જ્યારે ડાળ મરી જાય છે ત્યારે તેના ઉપરનાં પાંદડાં તેની સાથે જ સુકાઇ જાય છે. વ્હાલા ! એક ક્ષણ પણ મ્હારા સામું જો !—અરે મ્હારા તરફ નજર ફેંક ! ત્હારા વિના હું સુકાઇ જઇશ ! મરી જઇશ ! ત્હારી માફક ત્હારી સમક્ષ હું ફીકી પડતી બળી જઇશ ! આ ઠંડા ઓષ્ઠોને વળગી રહી, હજુ ત્હારા ખોળીયામાં ઘોળાયાં કરતા છેલ્લા પવિત્ર જીવનની ભાગિયણ થઇશ ! વ્હાલા ! વ્હાલા ! હું ત્હારી સાથે આવું છું ! " હજુ આ બોલે છે, ત્યાં તેની બાથમાં પકડેલા શિરમાંથી ચૈતન્ય જતું રહેતું જણાયું.

તે પડે છે—તેનો ચ્હેરો ફીકો થાય છે–શરદીવાળી ઊંડી ગુફામાં અને તોફાની પવનના સપાટામાં જેમ દીપક બુજાઇ જાય છે, તેમ આ યુવાનના શોકાર્ત્ત પ્રાણહર નિઃશ્વાસથી એકદમ તે યુવતીનું પવિત્ર ચક્ષુઃતેજ બુજાઈ ગયું ! શરીરનો એકાએક સખત આંચકો—માત્ર એક તરફડીયું–અને તેનાં સર્વ દુઃખનો અન્ત આવ્યો !–તેના પ્રિયતમે પ્રાણ છોડ્યા !—બીજી જ પળે–તે સુંદરી તેના ફીક્કા પડી ગયલા અધરને ચુંબન કરે છે. એક છેલ્લું લાંબું ચુંબન–જે દેતાં પવિત્ર સુન્દરી શબવત્ થઇ ઢળી પડે છે ! સ્વામિ જોડે સ્વર્ગે સીધાવે છે ! ! !

" Sleep on, in visions of odour rest,
In balmier airs than ever yet stirr'd
The, enchanted pile of that holy bird
Who sings at the last his own death-lay,
And in music and perfume dies away ! "

---

## ઉપસંહાર.

છેલ્લા પ્રકરણમાં પ્રેમી જોડું સ્ત્રી અને પુરુષ મૃત્યુ પામ્યાં તે આપણી નવલકથાના નાયક પુંતોજી તથા તેની સતી સ્ત્રી રંભા—એ બે જણ હતાં. પ્રિય વાચક, રંભાને લડાઇના મેદાનમાં જોતાં તને આશ્ચર્ય થશે તો તેના પરત્વે થોડું વર્ણન બસ થશે. પોતાના સ્વામિથી વિખુટી પડતાં



"બીજીજ પળે તે સુંદરી તેના ફિક્કા પડી ગયેલા અધરને ચુંબન કરે છે."

સતી રંભા પિતાને ત્યાં જઇ રહી. પણ સર્વ તેને શૂન્ય ભાસવા માંડયું. પોતાના પ્રિયનો વિરહ તે સહી શકી નહી. અંતે પોતાના પ્રિય પાસે જવાની તીવ્ર ઇચ્છા થતાં એક વિશ્વાસુ દાસી સાથે ગુપ્ત રીતે પિતાની ભૂમિ છોડી સાધુડીના વેષમાં ચાલી નીકળી. પ્રિય પતિના લડાઈના મેદાનમાં હોવાના સમાચાર મળતાં બનતી ત્વરાથી **અસાઇના** મેદાનમાં પડેલી **મરાઠા** છાવણીથી થોડે દુર આવેલા એક વટવૃક્ષ તળે આવી મુકામ કર્યો. લડાઇમાં જતા પોતાના પ્રાણાધારને જોઇ આનન્દ પામી. પણ તે સાથે તેની જમણી આંખ ફરકવા લાગી—અપશકુનનાં ચિન્હ જણાયાં, અને ભવિષ્ય માટે ચિંતા થઈ છતાં પણ કોમળ હૃદયવાળી કાન્તા વજ્રછાતી બતાવતી ટટાર થઇ બેઠી, ને લડાઇનું સ્વરૂપ નીહાળવા લાગી. આશાપૂર્ણ બાળા ભગ્નાશા બની—લડાઇનું પરિણામ વિરુદ્ધ જોયું. **મરાઠા** સૈન્ય છિન્નભિન્ન નાસવા લાગ્યું. પોતાનો સ્વામી નજરે ન પડતાં મનમાં ધ્રાસકો પડ્યો. માઠા શકુન એક પછી એક તેના મગજમાં તરવરવા લાગ્યા.–સંધ્યા પડી—ને શબથી ઢંકાયલાં મેદાનમાં સ્ત્રીપ્રેક્ષક પોતાના સ્વામીની શોધમાં નીકળી પડી—આ પછીનો બનાવ વાંચનાર ત્હારા સ્મરણમાં તાજો જ હશે એટલે પિષ્ટસ્ય પેષણ કરવું અરુચિકર થઇ પડશે.

× × × × ×

**મરાઠાઓ** સાથે આ બીજા મહાયુદ્ધમાં **અસાઇ, લાસવારી, દીલ્હી** વિગેરે, સ્થળે ભયંકર લડાઇઓ થઇ–ઉભય પક્ષના ઘણા માણસો કપાઇ ગયા. અંતે સુલેહ થઇ ને તેમાં **મરાઠા** રાજ્યનો મ્હોટો ભાગ **ઈંગ્રેજના** હસ્તગત થયો. **આ મહા યુદ્ધ તે મરાઠા રાજ્યની સંધ્યા.**

**બાજીરાવનાં** અયોગ્ય વર્ત્તનથી જુલ્મી કારકીર્દીથી વારંવાર ઝઘડા ઉઠવા લાગ્યા, સર્વ દેશમાં અશાંતિ પ્રસરી રહી; અને પુનઃ **ઈંગ્રેજો** અને **પેશ્વા** વચ્ચે લડાઇ થઇ તે લડાઈ **"ત્રીજી મરાઠા લડાઇ"** તરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. ઇ. સ. ૧૮૧૭માં **ખડકીની** મ્હોટી લડાઇ થઈ તેમાં **પેશ્વાનો** સખત પરાજય થયો—તે લડાઇ તે **મરાઠા** રાજ્યની ઘોર અન્ધકાર **રાત્રી**– અર્થાત્ **મરાઠા** રાજ્યનો અન્ત ! !

" This battle ( of Kirki ) was the death-blow to Maratha Power. Never again had the Marathas a chance of regaining their position as the paramount power in India. The war which was henceforth concerned with the capture of chiefly the hill fortresses of the Dekhan and the pursuit of the flying Peshwa and his army, dragged on until June 1818, when Bajirao surrendered to Sir John Malcolm, and almost all his wide dominions were added to the British Indian Empire."

( Last of the Peshwas )

**સમાપ્ત**

